# સાર્થ: સ્તોત્રસંગ્રહ:



नमो भगवते तस्मै कृष्णायाद्भुतकर्मणे ।
रूपनामविभेदेन जगत्क्रीडति यो यतः ॥

વંદું તે ભગવાન જે, અદ્ભુતકર્મા કૃષ્ણ;
રૂપ નામના ભેદથી, જેથી ખેલે વિશ્વ.

( શ્રીમદ્ વલ્લભાચાર્યજી વિરચિત
" તત્ત્વદીપ નિબંધ: " )

મુંબઈ:—નિર્ણયસાગર પ્રેસ.



શા. નગીનદાસ હરજીવનદાસ.





श्री

શેઠ નગીનદાસ હરજીવનદાસ સ્મારક.

# સાર્થઃ સ્તોત્રસંગ્રહઃ

૧૨૪૬
ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી [illegible] સંગ્રહ

વરસ વરસજો સરસ સુખ, મંગળ થજો અપાર;
અર્પું પુસ્તક હસ્તમાં, કરો ભેટ સ્વીકાર.

પ્રકાશક.

શા. ચુનીલાલ નગીનદાસ સરાફ.

મુંબાઈ.

નિર્ણયસાગર છાપખાનામાં છાપ્યું છે.

સંવત્ ૧૯૬૧. સને ૧૯૦૫.

# પ્રયોજન.

મનુષ્યમાત્રને સ્વધર્મની જરૂર છે. તે નિજધર્મપ્રમાણે આ વિશ્વના કર્ત્તા, ભર્ત્તા અને હર્ત્તા જે એક પરાતપર પરમાત્મા છે, તે સંબંધી **જ્ઞાન** મેળવવું. તે **જ્ઞાન** મેળવનાર પ્રાજ્ઞ પુરૂષે, સર્વેશ્વરને સર્વજ્ઞ, સર્વશક્તિમાન તથા સર્વવ્યાપક શાસ્ત્રથી સમજીને, પછી પોતપોતાનાં કર્તવ્ય કર્મો કરવાં, કેમકે ભગવાન્ ગીતામાં બોધે છે કેઃ—

**तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ॥**

કર્તવ્ય અકર્તવ્યની વ્યવસ્થામાં શાસ્ત્ર જ પ્રમાણ છે. આ શાસ્ત્રોક્ત કર્તવ્યોમાં **ભગવત્સ્મરણ** એ મુખ્ય છે. તે સ્મરણના શ્લોકોને સ્તોત્ર, સ્તુતિ અથવા સ્તવન કહેછે. પરમાત્માની વાણી જે વેદ, તેના અધિકારી તથા અભ્યાસી જનો આ સ્તુતિ વેદના મંત્રોથી કરેછે, અને બીજા સજ્જનો પૌરાણિક અથવા તાંત્રિક મંત્રો ભણીને કરેછે. તે શ્લોકો ભણવાનો તથા [illegible]વાનો અભ્યાસ પણ સંસ્કૃત ન શીખનારાઓનો છૂટી ગયો છે. તે તરફ લોકોનું લક્ષ ખેંચવામાટે આ સંગ્રહમાં મૂળ સંસ્કૃત (દેવનાગરી) લિપિ ઉપરાંત, તેના તેજ શ્લોકો ગૂજરાતી લિપિમાં પણ રાખ્યા છે. તથા તેનો સરલ ગૂજરાતી અર્થ પણ ગદ્યમાં નીચે સંગ્રહિત કર્યો છે.

આમાંહેલાં ઘણાંએક સ્તોત્રોનો ભગવદ્ભક્તો નિત્ય પ્રાતઃકાળે પાઠ કરેછે. તેમના ઉપયોગમાટે આ સંગ્રહ પ્રકટ કર્યો છે.

સં. ૧૯૬૧ ના માગસર<br>વદ ૧૨ સોમવાર તારીખ<br>૨૭ જાનેવારી ૧૯૦૫.

લા૦<br>આર્યોન્નતિ ઇચ્છક,<br>**ચુનીલાલ નગીનદાસ સરાફ.**







(દોહરો.)

ગોવર્ધનપુરમેં બસે, શ્રીગોવર્ધન નાથ;
શ્રીગોવર્ધનલાલજી, સેવે ગાવે ગાથ.

**ભાવાર્થઃ**—રાજપૂતાનાના મેવાડ જીલ્લામાં આવેલા મોટા ઉદેપુર સંસ્થાનમાં સિહાડ ગામ છે, ત્યાં શ્રીગોવર્ધનનાથ (શ્રીનાથજી) બિરાજે છે; તેથી તે ગામને ગોવર્ધનપુર અથવા નાથદ્વાર કહે છે. ત્યાં ટીકાયત ગોસ્વામિરત્ન શ્રી ૬ ગોવર્ધનલાલજી મહારાજ શ્રીનાથજીની સેવા પૂર્ણ પ્રેમથી કરે છે તથા પરમાત્મા શ્રીકૃષ્ણના ગુણની ગાથારૂપ શ્રીસુબોધિનીસહિત શ્રીમદ્ભાગવતની કથાસુધાનું પાન આપ કરે છે તથા ભક્તોને કરાવે છે. ત્યાં શ્રીગોવર્દ્ધનધરણનાં દર્શન એકવાર પણ લીધાથી મનુષ્યજન્મ સફળ થાય છે.

# સાર્થઃ સ્તોત્રસંગ્રહઃ

## श्रीगणेशस्तवनम्.



स जयति सिन्धुरवदनो देवो यत्पादपंकजस्मरणम् ।
वासरमणिरिव तमसां राशीन्नाशयति विघ्नानाम् ॥ १ ॥

સ જયતિ સિન્ધુરવદનો દેવો યત્પાદપંકજસ્મરણમ્ ।
વાસરમણિરિવ તમસાં રાશીન્નાશયતિ વિઘ્નાનામ્ ॥ ૧ ॥

જેમ સૂર્યનો ઉદય થવાથી અંધકારના સમૂહનો નાશ થાય છે, તેમ, જેના ચરણકમળના સ્મરણથી વિઘ્નોના સમુદાયનો નાશ થાય છે, તે સિન્ધુરવદન દેવ ( શ્રીગણપતિ )નો જય થાઓ. ૧.

गजाननं भूतगणाधिसेवितम्
कपित्थजम्बूफलचारुभक्षणम् ॥
उमासुतं शोकविनाशकारकम्
नमामि विघ्नेश्वरपादपंकजम् ॥ २ ॥

ગજાનનં ભૂતગણાધિસેવિતમ્
કપિત્થજમ્બૂફલચારુભક્ષણમ્ ।

ઉમાસુતં શોકવિનાશકારકમ્
નમામિ વિઘ્નેશ્વરપાદપંકજમ્ ॥ ૨ ॥

ભૂતગણોના અધિપતિઓએ જેમની સેવા કરી છે, જેઓ સુંદર કોઠ તથા જાંબુનાં ફળને આરોગેછે, જેઓ શોકનો નાશ કરનાર છે, એવા વિઘ્નના નિયામક પાર્વતીપુત્ર ગજાનન (ગણપતિ)ના ચરણકમળને હું વંદન કરૂં છું. ૨

सुमुखश्चैकदंतश्च कपिलो गजकर्णकः ।
लम्बोदरश्च विकटो विघ्ननाशो गणाधिपः ॥ ३ ॥
धूम्रकेतुर्गणाध्यक्षो भालचन्द्रो गजाननः ।
द्वादशैतानि नामानि यः पठेच्छृणुयादपि ॥ ४ ॥
विद्यारम्भे विवाहे च प्रवेशे निर्गमे तथा ।
संग्रामे संकटे चैव विघ्नस्तस्य न जायते ॥ ५ ॥

સુમુખશ્ચૈકદંતશ્ચ કપિલો ગજકર્ણકઃ ।
લમ્બોદરશ્ચ વિકટો વિઘ્નનાશો ગણાધિપઃ ॥ ૩ ॥
ધૂમ્રકેતુર્ગણાધ્યક્ષો ભાલચન્દ્રો ગજાનનઃ ।
દ્વાદશૈતાનિ નામાનિ યઃ પઠેચ્છૃણુયાદપિ ॥ ૪ ॥
વિદ્યારમ્ભે વિવાહે ચ પ્રવેશે નિર્ગમે તથા ।
સંગ્રામે સંકટે ચૈવ વિઘ્નસ્તસ્ય ન જાયતે ॥ ૫ ॥

સુમુખ (સુંદર મુખારવિંદવાળા), એકદંત (એક દાંતવાળા), કપિલ (શિવસમાન), ગજકર્ણક (હાથી જેવા હાલતા કાનવાળા), લમ્બોદર (લાંબી ફુંદવાળા), વિકટ (વિશાળ અંગ-

વાળા ), **વિઘ્નનાશ** ( અડચણને હણનાર ), **ગણાધિપ** ( સર્વ દેવગણ, ભૂતગણ, મનુષ્યગણ એમ સર્વ સમુદાયના અધિપતિ ), **ધૂમ્રકેતુ** ( ધૂમાડાના જેવી શ્યામરક્ત મિશ્રિત રંગની ઊંચી લાંબી ફરકતી ધજાવાળા ), **ગણાધ્યક્ષ** ( ગણોના નિયામક ), **ભાલચંદ્ર** (જેના કપાળપર ચંદ્ર છે એવા), **ગજાનન** ( હાસ્તિમુખા ) એ બાર નામો જે ભણે અથવા સાંભળે, તેને વિદ્યાભ્યાસના આરંભમાં, વિવાહમાં, ઘર અથવા ગામમાં પેસતાં, કે નીકળતાં, યુદ્ધમાં, અને આપત્કાળમાં પણ વિઘ્ન ઉત્પન્ન થતું નથી. ૩, ૪, ૫.

**( गीतिः ) जनको गिरिजामाता ।**
**गिरिजा माता च यस्य विख्याता ॥**
**वन्दे परमेकरदम् ।**
**परमे करदं भवाम्बुधौ वरदम् ॥ ६ ॥**

જનકો ગિરિજામાતા
ગિરિજા માતા ચ યસ્ય વિખ્યાતા
વન્દે પરમેકરદમ્
પરમે કરદં ભવામ્બુધૌ વરદમ્ ॥ ૬ ॥

**ગિરિજામાતા** એટલે હિમાલયગિરિ ( પર્વત ) ના જામાતા ( જમાઈ શ્રીમહાદેવજી ) એ જેમના જનક ( પિતા ) છે. અને **ગિરિજા** ( પાર્વતી એ જેની ) **માતા** વિખ્યાતા ( પ્રસિદ્ધ ) છે. વળી જે ઉત્તમ **એકરદ** ( એકદંતવાળા ) છે, વિશાળ ભવસાગરમાં તણાતા પ્રાણીને જે **કરદ** ( હાથ પકડીને તરાવનાર ) છે, એવા સર્વોત્તમ **વરદ** ( વર દેનારા ) ગણપતિને હું વંદન કરૂંછું.

( પંડિત શ્રીગટ્ટુલાલજી. )

## प्रातःस्मरणम्.

( પાંડવગીતામાંથી. )

अचिन्त्यमव्यक्तमनन्तमव्ययम् ।
विभुं प्रभुं भावितविश्वभावनम् ॥
त्रैलोक्यविस्तारविचारकारकम् ।
हरिं प्रपन्नोऽस्मि गतिं महात्मनाम् ॥ १ ॥

અચિન્ત્યમવ્યક્તમનન્તમવ્યયમ્ ।
વિભુમ્ પ્રભુમ્ ભાવિતવિશ્વભાવનમ્ ॥
ત્રૈલોક્યવિસ્તારવિચારકારકમ્ ।
હરિમ્ પ્રપન્નોસ્મિ ગતિમ્ મહાત્મનામ્ ॥

અચિન્ત્ય, અવ્યક્ત, અનન્ત, અવ્યય, વિભુ, પ્રભુ, ત્રિલોકીના વિસ્તારનો વિચાર કરનાર, મહાત્માઓની ગતિરૂપ એવા શ્રીહરિને હું શરણ થાઉં છું.

स्वकर्मफलानुर्दिष्टां यां यां योनिं व्रजाम्यहम् ॥
तस्यां तस्यां हृषीकेश त्वयि भक्तिर्दृढाऽस्तु मे ॥ २ ॥

સ્વકર્મફળનિર્દિષ્ટામ્ યામ્ યામ્ યોનિમ્ વ્રજામ્યહમ્ ॥
તસ્યામ્ તસ્યામ્ હૃષીકેશ ત્વયિ ભક્તિર્દૃઢાસ્તુ મે ॥ ૨ ॥

પોતાના કર્મનાં ફળ ભોગવવામાટે, જે જે યોનિમાં હું જાઉં, તે તે ( જન્મમાં ) હે હૃષીકેશ ( ઇંદ્રિયોના નિયામક ) આપની દૃઢભક્તિ મને હજો. ૨.

कृष्णेरताः कृष्णमनुस्मरन्ति ।
रात्रौ च कृष्णं पुनरुत्थिता ये ॥

ते भिन्नदेहाः प्रविशन्ति कृष्णम् ।
हविर्यथा मन्त्रहुतं हुताशे ॥ ३ ॥

કૃષ્ણે રતાઃ કૃષ્ણમનુસ્મરન્તિ ।
રાત્રૌ ચ કૃષ્ણમ્ પુનરુત્થિતા યે ॥
તે ભિન્નદેહાઃ પ્રવિશન્તિ કૃષ્ણમ્ ।
હવિર્યથા મન્ત્રહુતમ્ હુતાશે ॥ ૩ ॥

શ્રીકૃષ્ણમાં આસક્ત, શ્રીકૃષ્ણનું વારંવાર સ્મરણ કરનાર, રાત્રિમાં પણ શ્રીકૃષ્ણ અને ફરી ઊઠતાં પણ જે શ્રીકૃષ્ણને સંભારે છે; તે મંત્ર ભણીને હોમેલું હવિ જેમ અગ્નિમાં પેસે છે તેમ તે જીવ-દેહથી છૂટા પડતાંજ શ્રીકૃષ્ણમાં પેસેછે. ૩.

त्वमेव माता च पिता त्वमेव ।
त्वमेव बन्धुश्च सखा त्वमेव ॥
त्वमेव विद्या द्रविणं त्वमेव ।
त्वमेव सर्वं मम देवदेव ॥ ४ ॥

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ ।
ત્વમેવ બન્ધુશ્ચ સખા ત્વમેવ ॥
ત્વમેવ વિદ્યા દ્રવિણમ્ ત્વમેવ ।
ત્વમેવ સર્વમ્ મમ દેવદેવ ॥ ૪ ॥

હે દેવના દેવ! તમેજ મારા માતા, તમેજ મારા પિતા, તમેજ મારા ભાઈ, અને તમેજ મારા મિત્ર છો. તમેજ વિદ્યા, તમેજ ધનદોલત, અને તમેજ મારૂં સર્વસ્વ છો. ૪.

हरेर्नामैव नामैव नामैव मम जीवनम् ॥
कलौ नास्त्येव नास्त्येव नास्त्येव गतिरन्यथा ॥ ५ ॥

હરેર્નામૈવ નામૈવ નામૈવ મમ જીવનમ્ ॥
કલૌ નાસ્ત્યેવ નાસ્ત્યેવ નાસ્ત્યેવ ગતિરન્યથા ॥ ૫ ॥

શ્રીહરિનું નામજ, નામજ અને નામજ એ મારૂં જીવન છે. કલિયુગમાં શ્રીહરિના નામ સિવાય બીજી કોઈ સદ્ગતિ નથીજ, નથીજ અને નથીજ. ૫.

हे जिह्वे रससारज्ञे सर्वदा मधुरप्रिये ॥
नारायणाख्यं पीयूषं पिब जिह्वे निरन्तरम् ॥ ६ ॥

હે જીહ્વે રસસારજ્ઞે સર્વદા મધુરપ્રિયે ॥
નારાયણાખ્યં પીયૂષમ્ પિબ જીહ્વે નિરન્તંરમ્ ॥ ૬ ॥

હે જીભ! તું રસ (સ્વાદ)ને જાણનારી અને હે જીભ! નિરંતર મિષ્ટાન્નપર પ્યાર રાખનારી છે, પરંતુ શ્રીનારાયણ નામનું જે અમૃત છે તેનું તું હંમેશા પાન કર. ૬.

श्रीराम नारायण वासुदेव ।
गोविन्द वैकुण्ठ मुकुन्द कृष्ण ॥
श्रीकेशवानन्त नृसिंह विष्णो ।
मां त्राहि संसारभुजंगदष्टम् ॥ ७ ॥

શ્રીરામ નારાયણ વાસુદેવ ગોવિન્દ વૈકુણ્ઠ મુકુન્દ કૃષ્ણ ॥
શ્રીકેશવાનન્ત નૃસિંહ વિષ્ણો માામ્ ત્રાહિ સંસારભુજંગદષ્ટમ્

હે શ્રીરામ! હે શ્રીનારાયણ! હે શ્રીવાસુદેવ! હે શ્રીગોવિન્દ! હે શ્રીવૈકુણ્ઠ! હે શ્રીમુકુન્દ! હે શ્રીકૃષ્ણ! હે શ્રીકેશવ! હે શ્રીઅનન્ત! હે શ્રીનૃસિંહ! હે શ્રીવિષ્ણો! મને સંસાર (અહંતા મમતા) રૂપ સર્પે ડંખ માર્યો છે; (તેનું ઝેર ચઢેછે), તેથી મારૂં રક્ષણ કરો.

राम **राममहामंत्र** राम





राम राम राम राम राम

# शिव उवाच

राम राम **राम** रामे **रामेति** राम **रामेति** राम राम

राम राम **रमे** राम **रामे** राम **मनोरमे ॥** राम

राम राम राम **श्रीसीताराम** राम राम राम

राम राम राम राम राम राम

राम राम

राम राम

राम राम

राम राम

राम राम

राम राम

राम राम

राम राम

राम राम

राम राम

राम राम



राम राम **सहस्रनाम** राम **तत्तुल्यं** राम राम

राम राम **रामनाम** राम **वरानने ॥ १ ॥** राम

( દોહરા. )

રામ નામ સબકોં કહે, ઠગ ઠાકુર અરુ ચોર;<br>
વિના પ્રેમ રીઝે નહીં, **તુલસી નંદકિશોર.**<br>
ર કારકે ઉચ્ચારસેં, નિકસત સર્વ વિકાર;<br>
ફેર ન આવન પાવતે, દેત **મ** કાર કમાર.

# श्रीरामरक्षास्वरूप.

॥ श्रीगणेशाय नमः ॥ श्रीसीतारामचन्द्राभ्यां नमः ॥ अस्य श्रीरामरक्षास्तोत्रमन्त्रस्य बुधकौशिक ऋषिः ॥ श्रीसीतारामचन्द्रो देवता ॥ अनुष्टुप्छन्दः ॥ सीता शक्तिः ॥ श्रीमद्धनुमान् कीलकम् ॥ श्रीरामचन्द्रप्रीत्यर्थे रामरक्षास्तोत्रजपे विनियोगः ॥ अथ ध्यानम् ॥ ध्यायेदाजानुबाहुं धृतशरधनुषं बद्धपद्मासनस्थं, पीतं वासो वसानं नवकमलदलस्पर्द्धिनेत्रं प्रसन्नम् ॥ वामाङ्कारूढसीतामुखकमलमिलल्लोचनं नीरदाभम्, नानालंकारदीप्तं दधतमुरुजटामण्डनं रामचन्द्रम् ॥१॥ इति ॥

॥ શ્રીગણેશાય નમઃ ॥ શ્રીસીતારામચન્દ્રાભ્યાં નમઃ ॥ અસ્ય શ્રીરામરક્ષાસ્તોત્રમન્ત્રસ્ય બુધકૌશિકઋષિઃ ॥ શ્રીસીતારામચન્દ્રો દેવતા ॥ અનુષ્ટુપ્ છન્દઃ ॥ સીતાશક્તિઃ ॥ શ્રીમદ્ધનુમાન્ કીલકમ્ ॥ શ્રીરામચન્દ્રપ્રીત્યર્થે રામરક્ષાસ્તોત્રજપે વિનિયોગઃ ॥ અથ ધ્યાનમ્ ॥ ધ્યાયેદાજાનુબાહું ધૃતશરધનુષં બદ્ધપદ્માસનસ્થં, પીતં વાસો વસાનં નવકમલદલસ્પર્દ્ધિનેત્રં પ્રસન્નમ્ ॥ વામાંકારૂઢસીતામુખકમલમિલલ્લોચનં નીરદાભમ્, નાનાલઙ્કારદીપ્તં દધતમુરુજટામણ્ડનં રામચન્દ્રમ્ ॥ ૧ ॥ ઇતિ ॥

આ " **શ્રી રામરક્ષા** " સ્તોત્રરૂપ મંત્રના* દૃષ્ટા પંડિત કૌશિક ઋષિ છે. શ્રી સીતાસહિત રામચંદ્ર એ દૈવત છે. અનુષ્ટુપ્ છંદ છે, **સીતા** એ શક્તિ છે. શ્રીમાન્ **હનુમાન્** એ કીલક છે. શ્રી રામચંદ્ર પરમાત્માની પ્રીતિને અર્થે આ " **શ્રી રામરક્ષા** " સ્તોત્રનો જપમાં વિનિયોગ છે.

## અથ ધ્યાન.

જેના હાથ ગોઠણ સૂધી લાંબા છે, હાથમાં જેમણે ધનુષ અને બાણ ધારણ કર્યાં છે, બદ્ધપદ્માસન વાળી જે બેઠા છે, પીતાંબર જેમણે પહેર્યાં છે, નવા કમળપત્ર સાથે સ્પર્ધા કરે એવાં સુંદર જેમનાં નેત્રો છે, જે સદા પ્રસન્ન રહેછે, ડાબી કોરે ખોળામાં બિરાજતા **શ્રી સીતા**ના મુખકમળ ઉપર જેનાં નેત્રોની કટાક્ષ થાયછે, મેઘના સરખી શ્યામ જેમની કાંતિ છે, અનેક પ્રકારના અલંકારોથી જેઓ દેદીપ્યમાન્ છે, જેમણે ઉરુ સૂધીની લાંબી જટાનો સમૂહ ધારણ કર્યો છે, એવા **શ્રી રામચંદ્ર**નું ધ્યાન ધરવું, અને ત્યાર પછી આ સ્તોત્રનો જપ કરવો.

* મંત્ર માત્રના જોનાર **ઋષિ**, તેનું દૈવત દેવ, તે મંત્રને ગાવાનો છંદ, તે મંત્રનું સામર્થ્યદર્શક **શક્તિ**, તે મંત્રરૂપ ભંડાર (તિજોરી) ને ખોલવાને **કીલક** (કુંચી), અને તેનો વિનિયોગ (ઉપયોગ) એ મંત્ર શાસ્ત્રમાં દર્શાવેલાં હોય છે, તેમ આ ઠેકાણે પણ દેખાડ્યાં છે. આ સ્તોત્રનો પ્રથમ અનુભવ પંડિત કૌશિક (વિશ્વામિત્ર) ઋષિને મળ્યો છે. આને યથાર્થ જપવાર્થે, શ્રી રામચંદ્રજીનો જેવો પ્રેમ **શ્રી સીતા**માં હતો, તેવોજ ભક્તમાં જોવાય છે. આનો જપ કેમ કરવો તેનો રસ્તો શ્રી હનુમાન્ દેખાડે છે, મતલબ કે જેવી રીતે અનન્યભાવે **શ્રી હનુમાનજી** શ્રી રામચંદ્રને ભજતા હતા, તે રીતે ભજન કરવું જોઈએ. ભજનના આરંભમાં ઇષ્ટ દેવનું ધ્યાન ધરવું જોઇએ, તેઉપરના શ્લોકમાં બતાવ્યુંછે.

# ॥ श्रीरामरक्षा प्रारभ्यते ॥

## ॥ શ્રીરામરક્ષા પ્રારભ્યતે ॥

चरितं रघुनाथस्य शतकोटिप्रविस्तरम् ॥
एकैकमक्षरं पुंसां महापातकनाशनम् ॥ १ ॥

ચરિતં રઘુનાથસ્ય શતકોટિપ્રવિસ્તરમ્ ॥
એકૈકમક્ષરં પુંસાં મહાપાતકનાશનમ્ ॥ ૧ ॥

શ્રી રામચંદ્રનું ચરિત્ર (રામાયણ) શતકોટિ* (૧૦૦ કરોડ) ના વિસ્તારવાળું છે, અને તેનો એકેક અક્ષર પુરુષોના મોટાં પાપોનો નાશ કરવાની શક્તિ ધરાવે છે. ૧.

ध्यात्वा नीलोत्पलश्यामं रामं राजीवलोचनम् ॥
जानकीलक्ष्मणोपेतं जटामुकुटमंडितम् ॥ २ ॥
सासितूणधनुर्बाणपाणिं नक्तञ्चरान्तकम् ॥
स्वलीलया जगत्रातुमाविर्भूतमजं विभुम् ॥ ३ ॥

ધ્યાત્વા નીલોત્પલશ્યામં રામં રાજીવલોચનમ્ ॥
જાનકીલક્ષ્મણોપેતં જટામુકુટમંડિતમ્ ॥ ૨ ॥
સાસિતૂણધનુર્બાણપાણિં નક્તઞ્ચરાન્તકમ્ ॥
સ્વલીલયા જગત્રાતુમાવિર્ભૂતમજં વિભુમ્ ॥ ૩ ॥

* ૧૦૦ કરોડ એટલે એક અબ્જ અનુષ્ટુપ્ શ્લોક જેટલા વિસ્તારનું રામાયણ છે. બીજો અર્થ અબ્જ એટલે કમળ: શ્રી નારાયણના નાભિકમળથી બ્રહ્મા પ્રકટ્યા, તેમણે આ વિશ્વ સરજ્યું. તે સર્વ એ

रामरक्षां पठेत्प्राज्ञः पापघ्नीं सर्वकामदाम् ॥

રામરક્ષાં પઠેત્પ્રાજ્ઞઃ પાપઘ્નીં સર્વકામદામ્ ॥

પ્રાજ્ઞ ( પંડિત ) પુરુષે, નીલોત્પલ જેવા શ્યામ સ્વરૂપવાળા, કમળ જેવાં નેત્રવાળા, **શ્રીજાનકી** તથા લક્ષ્મણ સહવર્તમાન, જટા રૂપ મુગટથી શોભિતા, જેમના હાથમાં તરવારસહિત ભાલા તથા ધનુષ અને બાણ છે એવા, રાક્ષસોનો નાશ કરનાર, અજન્મા, સર્વ સમર્થ અને પોતાની લીલા માટે તથા જગતના રક્ષણ માટે પ્રકટ થએલા એવા **શ્રીરામચંદ્રજીનું** ધ્યાન ધરીને, પછી પાપનાશક તથા સર્વ મનોરથપૂરક એવી આ "રામરક્ષા" નો પાઠ કરવો. ૨–૩॥

शिरो मे राघवः पातु भालं दशरथात्मजः ॥ ४ ॥
कौसल्येयो दृशौ पातु विश्वामित्रप्रियः श्रुती ॥
घ्राणं पातु मखत्राता मुखं सौमित्रिवत्सलः ॥ ५ ॥

શિરો મે રાઘવઃ પાતુ ભાલં દશરથાત્મજઃ ॥ ૪ ॥
કૌસલ્યેયો દૃશૌ પાતુ વિશ્વામિત્રપ્રિયઃ શ્રુતી ॥
ઘ્રાણં પાતુ મખત્રાતા મુખં સૌમિત્રિવત્સલઃ ॥ ૫ ॥

રાઘવ ( રઘુવંશમાં પ્રકટેલા ) મારા માથાની અને દશરથ રાજાના પુત્ર મારા કપાળની રક્ષા કરો. **કૌશલ્યાના** પુત્ર મારી

---

મૂળ કમ.ળક્રમ.જ વિસ્તાર જે. જે જે અક્ષરો છે, તે સર્વ પરમાત્મા વાચક છે, માટે તેમાં રહેલો પરમાત્મવાચક અર્થ સમજીને જો પાઠ કરવામાં આવે, તો તેથી મહાપાતકનું નિવારણ થાયજ. કેમકે **શ્રી રામ** નામમાં પાપને બાળવાની એવી તો અચિંત્ય શક્તિ છે કે, તેટલું મોટું પાપ કરવાની શક્તિ કોઇપણ મનુષ્ય ધરાવતોજ નથી.

આંખોની, અને વિશ્વામિત્રના પ્યારા મારા કાનની રક્ષા કરો. યજ્ઞરક્ષક મારી નાકનું અને સુમિત્રાના પુત્ર શ્રીલક્ષ્મણ તથા શત્રુઘ્ન ઉપર વાત્સલ્યભાવ રાખનાર મારા મુખની રક્ષા કરો. ૪,૫.

जिह्वां विद्यानिधिः पातु कण्ठं भरतवन्दितः ॥
स्कन्धौ दिव्यायुधः पातु भुजौ भग्नेशकार्मुकः ॥ ६ ॥

જિહ્વાં વિદ્યાનિધિઃ પાતુ કણ્ઠં ભરતવન્દિતઃ ॥
સ્કન્ધૌ દિવ્યાયુધઃ પાતુ ભુજૌ ભગ્નેશકાર્મુકઃ ॥ ૬ ॥

વિદ્યાના ભંડાર મારી જીભની અને ભરતજીએ જેમને વંદન કર્યું છે એવા મારા ગળાની રક્ષા કરો. દેવતાઈ હથિયારને ધરનાર મારા ખભાની અને શ્રીશિવજીના ધનુષ્ય ([1]પિનાક) ને ભાંગનાર મારા ભુજની રક્ષા કરો. ૬.

करौ सीतापतिः पातु हृदयं जामदग्न्यजित् ॥
मध्यं पातु खरध्वंसी नाभिं जाम्बवदाश्रयः ॥ ७ ॥

કરૌ સીતાપતિઃ પાતુ હૃદયં જામદગ્ન્યજિત્ ॥
મધ્યં પાતુ ખરધ્વંસી નાભિં જામ્બવદાશ્રયઃ ॥ ૭ ॥

શ્રીસીતાનાપતિ મારા કરની અને જમદગ્નિના પુત્ર શ્રીપરશુરામને જીતનાર મારા હૃદયની રક્ષા કરો. ખરદૈત્યને મારનાર મારા મધ્યની અને જાંબુવાનના શરણસ્થાન મારી નાભિ (ડુંટી)ની રક્ષા કરો. ૭.

सुग्रीवेशः कटी पातु सक्थिनी हनुमत्प्रभुः ॥
ऊरू रघूत्तमः पातु रक्षःकुलविनाशकृत् ॥ ८ ॥

---

૧ શ્રીશિવનું પિનાક, શ્રીવિષ્ણુનું શાર્ઙ્ગ અને અર્જુનનું ગાંડિવ ના બધા મળી ૩ા ધનુષ્ સુપ્રસિદ્ધ છે. * ખભાથી કોણી સૂધીના હાથને ભુજ અને કોણીથી નીચેના હાથને કર કહે છે.

સુગ્રીવેશઃ કટી પાતુ સક્થિની હનુમત્પ્રભુઃ ॥
ઊરૂ રઘૂત્તમઃ પાતુ રક્ષઃકુલવિનાશકૃત્ ॥ ૮ ॥

સુગ્રીવ વાનરના ઈશ મારી કેડની, અને હનુમાન્‌ના પ્રભુ મારી સાથળની રક્ષા કરો. રઘુકુળમાં ઉત્તમ, અને રાક્ષસના કુલનો નાશ કરનાર મારા ઊરૂની રક્ષા કરો. ૮

**जानुनी सेतुकृत्पातु जङ्घे दशमुखान्तकः ॥**
**पादौ विभीषणश्रीदः पातु रामोऽखिलं वपुः ॥ ९ ॥**

જાનુની સેતુકૃત્પાતુ જઙ્ઘેદશમુખાન્તકઃ ॥
પાદૌ વિભીષણશ્રીદઃ પાતુ રામોઽખિલં વપુઃ ॥ ૯ ॥

સમુદ્રપર સેતુ ( પૂલ ) બાંધનાર મારા ગોઠણની અને દશ-મુખ ( રાવણ ) નો નાશ કરનાર મારી જાંઘની રક્ષા કરો. વિભી-ષણને શ્રી ( રાજ્યરૂપી લક્ષ્મી ) આપનાર મારા બે પગોની અને શ્રીમદ્રામચંદ્ર મારા સંપૂર્ણ શરીરની રક્ષા કરો. ૯

**एतां रामबलोपेतां रक्षां यः सुकृती पठेत् ॥**
**स चिरायुः सुखी पुत्री विजयी विनयी भवेत् ॥१०॥**

એતાં રામબલોપેતાં રક્ષાં યઃ સુકૃતી પઠેત્ ॥
સ ચિરાયુઃ સુખી પુત્રી વિજયી વિનયી ભવેત્ ॥ ૧૦ ॥

જે સુકૃતી ( પુણ્યશાલી ) આ રામના બળવાળી રક્ષાનો પાઠ કરે, તે લાંબા આયુષ્યવાળો, સુખી, પુત્રવાન્, વિજય મેળ-વનાર તથા નમ્રતાવાળો થાય છે. ૧૦

**पातालभूतलव्योमचारिणश्छद्मचारिणः ॥**
**न द्रष्टुमपि शक्तास्ते रक्षितं रामनामभिः ॥ ११ ॥**

પાતાલભૂતલવ્યોમચારિણશ્ચ્છદ્મચારિણઃ ॥
न द्रष्टुमपि शक्तास्ते रक्षितं रामनामभिः ॥ ११ ॥

શ્રીરામચંદ્રજીનાં જુદાં જુદાં નામોથી જેની રક્ષા થઈ છે, તેના સામે આંખ કાઢવાને પાતાલ (વાસી નાગો), ભૂતલ (પૃથ્વીઉપર રહેનાર પ્રાણીઓ), તથા વ્યોમ (આકાશ)માં ફરનારા ગુપ્ત વેશધારી દેવ દૈત્યો પણ સમર્થ થતા નથી. ૧૧.

रामेति रामभद्रेति रामचन्द्रेति वा स्मरन् ॥
नरो न लिप्यते पापैर्भुक्तिं मुक्तिं च विन्दति॥१२॥

રામેતિ રામભદ્રેતિ રામચન્દ્રેતિ વા સ્મરન્ ॥
નરો ન લિપ્યતે પાપૈર્ભુક્તિં મુક્તિં ચ વિન્દતિ ॥ ૧૨ ॥

રામ, રામભદ્ર અથવા રામચંદ્ર એ નામોથી જે ભગવાનનું સ્મરણ કરેછે, તે માણસ પાપથી લેપાતો નથી એટલુંજ નહિ પણ ભોગ તથા મોક્ષને પામેછે. ૧૨

जगज्जैत्रैकमन्त्रेण रामनाम्नाभिरक्षितम् ॥
यः कण्ठे धारयेत्तस्य करस्थाः सर्वसिद्धयः ॥ १३ ॥

જગજ્જૈત્રૈકમન્ત્રેણ રામનામ્નાભિરક્ષિતમ્ ॥
યઃ કણ્ઠે ધારયેત્તસ્ય કરસ્થાઃ સર્વસિદ્ધયઃ ॥ ૧૩ ॥

જગતને જીતનારં એવા રામના નામરૂપ એક મંત્રવડે જેમાં રક્ષા કરવામાં આવી છે એવું આ સ્તોત્ર જે પાઠે રાખે છે, તેના હાથમાં સર્વસિદ્ધિયો આપોઆપ આવી મળેછે. ૧૩.

वज्रपञ्जरनामेदं यो रामकवचं स्मरेत् ॥
अव्याहताज्ञः सर्वत्र लभते जयमङ्गलम् ॥ १४ ॥

વજ્રપઞ્જરનામેદં યો રામકવચં સ્મરેત્ ॥
અવ્યાહતાજ્ઞઃ સર્વત્ર લભતે જયમઙ્ગલમ્ ॥ ૧૪ ॥

વજ્રપંજર નામક આ રામકવચને જે સંભારે છે, તે નિર્ભય, જ્ઞાનવાન્ થઈ સર્વત્ર વિજય તથા શ્રેયને મેળવે છે. ૧૪

**आदिष्टवान् यथा स्वप्ने रामरक्षामिमां हरः ॥**
**तथा लिखितवान् प्रातः प्रबुद्धो बुधकौशिकः॥१५॥**

આદિષ્ટવાન્ યથા સ્વપ્ને રામરક્ષામિમાં હરઃ ॥
તથા લિખિતવાન્ પ્રાતઃ પ્રબુદ્ધો બુધકૌશિકઃ ॥ ૧૫ ॥

શ્રી હર ( મહાદેવજી )એ સ્વપ્નમાં આવીને જે પ્રમાણે આ "રામરક્ષા" કહી, તેજ પ્રમાણે સવારે જાગતાંવેત પંડિત કૌશિક ( વિશ્વામિત્રઋષિ ) એ તે લખી લીધી છે. ૧૫.

**आरामः कल्पवृक्षाणां विरामः सकलापदाम् ॥**
**अभिरामस्त्रिलोकानां रामः श्रीमान्स नः प्रभुः॥१६॥**

આરામઃ કલ્પવૃક્ષાણાં વિરામઃ સકલાપદામ્ ॥
અભિરામસ્ત્રિલોકાનાં રામઃ શ્રીમાન્સ નઃ પ્રભુઃ ॥ ૧૬॥

સર્વકલ્પવૃક્ષોના આરામ ( બગીચા ) રૂપ, સઘળી આપત્તિયોને હરનાર, તથા સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ ત્રણે લોકને આનંદ આપનાર શ્રીમાન્ રામચંદ્ર અમારા પ્રભુ ( ઈશ્વર ) છે. ૧૬.

**तरुणौ रूपसम्पन्नौ सुकुमारौ महाबलौ ॥**
**पुण्डरीकविशालाक्षौ चीरकृष्णाजिनाम्बरौ ॥ १७ ॥**
**फलमूलाशिनौ दान्तौ तापसौ ब्रह्मचारिणौ ॥**
**पुत्रौ दशरथस्यैतौ भ्रातरौ रामलक्ष्मणौ ॥ १८ ॥**

તરુણૌ રૂપસમ્પન્નૌ સુકુમારૌ મહાબલૌ ॥
પુણ્ડરીકવિશાલાક્ષૌ ચીરકૃષ્ણાજિનામ્બરૌ ॥ ૧૭ ॥
ફલમૂલાશિનૌ દાન્તૌ તાપસૌ બ્રહ્મચારિણૌ ॥
પુત્રૌ દશરથસ્યૈતૌ ભ્રાતરૌ રામલક્ષ્મણૌ ॥ ૧૮ ॥

બે જુવાનો, સ્વરૂપવાનો, સુકોમળ અંગવાળા, મહાબળવાન્, કમળસરખા વિશાળ નેત્રવાળા, કાળિયાર મૃગના ચામડાનાં વસ્ત્ર ધરનારા, ફળ મૂળનો આહાર કરનારા, ઇંદ્રિયોનો નિગ્રહ કરનારા, તપસ્વી, બ્રહ્મચારી એવા શ્રીમાન્ દશરથ રાજાના બે પુત્રો શ્રી રામ અને લક્ષ્મણ ૧૭,૧૮.

शरण्यौ सर्वसत्त्वानां श्रेष्ठौ सर्वधनुष्मताम् ॥
रक्षःकुलनिहन्तारौ त्रायेतां नो रघूत्तमौ ॥ १९ ॥

શરણ્યૌ સર્વસત્ત્વાનાં શ્રેષ્ઠૌ સર્વધનુષ્મતામ્ ॥
રક્ષઃકુલનિહન્તારૌ ત્રાયેતાં નો રઘૂત્તમૌ ॥ ૧૯ ॥

જે સર્વ પ્રાણીઓને શરણે જવા યોગ્ય, સર્વ ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ, રાક્ષસોના કુળનું નિકંદન કરનારા રઘુવંશના એ બે ઉત્તમ પુરુષો અમારી રક્ષા કરો. ૧૯.

आत्तसज्जधनुषाविषुस्पृशावक्षयाशुगनिषङ्गसङ्गिनौ ॥
रक्षणाय मम रामलक्ष्मणावग्रतः पथि सदैव गच्छताम् ॥२०

આત્તસજ્જધનુષાવિષુસ્પૃશાવક્ષયાશુગનિષઙ્ગસઙ્ગિનૌ ॥
રક્ષણાય મમ રામલક્ષ્મણાવગ્રતઃપથિ સદૈવ ગચ્છતામ્ ૨૦

ઊઠાવીને સજ્જ કરેલા ધનુષ્યવાળા, બાણોનો સ્પર્શ કરનારા, અખૂટ બાણો જેમાં ભર્યાં છે એવા ભાથા જેમની સાથે છે

એવા શ્રી રામ લક્ષ્મણ મારા રક્ષણમાટે સદૈવ મારા માર્ગમાં આગળ વધજો. ૨૦.

सन्नद्धः कवची खड्गी चापबाणधरो युवा ॥
गच्छन्मनोरथोऽस्माकं रामः पातु सलक्ष्मणः ॥२१॥

સન્નદ્ધઃ કવચી ખડ્ગી ચાપબાણધરો યુવા ॥
ગચ્છન્મનોરથોઽસ્માકં રામઃ પાતુ સલક્ષ્મણઃ ॥ ૨૧ ॥

કવચ ( બખ્તર ) પહેરી તૈયાર થએલા, તરવારધારી, ધનુષ્ બાણને ધરનારા, જુવાન, શ્રી લક્ષ્મણજીને સાથે લઈને ચાલતા શ્રી રામચંદ્ર અમારા મનોરથોને પૂર્ણ કરો. ૨૧.

रामो दाशरथिः शूरो लक्ष्मणानुचरो बली ॥
काकुत्स्थः पुरुषः पूर्णः कौशल्येयो रघूत्तमः ॥२२॥

રામો દાશરથિઃ શૂરો લક્ષ્મણાનુચરો બલી ॥
કાકુત્સ્થઃ પુરુષઃ પૂર્ણઃ કૌશલ્યેયો રઘૂત્તમઃ ॥ ૨૨ ॥

દશરથ રાજાના પુત્ર, શૂરવીર, લક્ષ્મણ જેમની પાછળ ચાલે છે એવા, બળવાન્, સૂર્યવંશી, પૂર્ણપુરુષોત્તમ, કૌશલ્યાના કુમાર, રઘુકુળમાં ઉત્તમ શ્રી રામ. ૨૨.

वेदान्तवेद्यो यज्ञेशः पुराणपुरुषोत्तमः ॥
जानकीवल्लभः श्रीमानप्रमेयपराक्रमः ॥ २३ ॥

વેદાન્તવેદ્યો યજ્ઞેશઃ પુરાણપુરુષોત્તમઃ ॥
જાનકીવલ્લભઃ શ્રીમાનપ્રમેયપરાક્રમઃ ॥ ૨૩ ॥

વેદાંત ( ઉપનિષદો )થી જાણી શકાય એવા, યજ્ઞના ઈશ્વર,

( ભોક્તા ), પુરાણપુરુષોમાં ઉત્તમ, શ્રી સીતાના પ્રાણ પ્યારા, સૌં-દર્યવાળા, જેનું પરાક્રમ અગોચર છે એવા. ૨૩.

इत्येतानि जपेन्नित्यं मद्भक्तः श्रद्धयान्वितः ॥
अश्वमेधाधिकं पुण्यं संप्राप्नोति न संशयः ॥ २४ ॥

ઇત્યેતાનિ જપેન્નિત્યં મદ્ભક્તઃ શ્રદ્ધયાન્વિતઃ ॥
અશ્વમેધાધિકં પુણ્યં સંપ્રોતિ ન સંશયઃ ॥ ૨૪ ॥

એ પ્રમાણે સમજીને મારો ભક્ત શ્રદ્ધાપૂર્વક આનો જપ નિરંતર કરે, તેને નિઃસંદેહ અશ્વમેધ યજ્ઞ કરતાં અધિક પુણ્ય મળે છે. ૨૪.

रामं दूर्वादलश्यामं पद्माक्षं पीतवाससम् ॥
स्तुवन्ति नामभिर्दिव्यैर्न ते संसारिणो नराः ॥ २५ ॥

રામં દૂર્વાદલશ્યામં પદ્માક્ષં પીતવાસસમ્ ॥
સ્તુવન્તિ નામભિર્દિવ્યૈર્ન તે સંસારિણો નરાઃ ॥ ૨૫ ॥

દૂર્વાના રાંદડા જેવા શ્યામવર્ણવાળા, કમલલોચન, પીતાં-બરધારી શ્રી રામચંદ્રની જેઓ દિવ્ય નામોથી સ્તુતિ કરેછે, તેઓ સંસારી નરો નથી. અર્થાત્ અહંતા મમતારૂપી ભવસાગરમાં ડૂ-બતા નથી. ૨૫.

रामं लक्ष्मणपूर्वजं रघुवरं सीतापतिं सुन्दरं
काकुत्स्थं करुणार्णवं गुणनिधिं विप्रप्रियं धार्मिकम् ॥
राजेन्द्रं सत्यसंधं दशरथतनयं श्यामलं शान्तमूर्तिम्
वन्दे लोकाभिरामं रघुकुलतिलकं राघवं रावणारिम् २६

રામં લક્ષ્મણપૂર્વજં રઘુવરં સીતાપતિં સુન્દરમ્
કાકુત્સ્થં કરુણાર્ણવં ગુણનિધિં વિપ્રપ્રિયં ધાર્મિકમ્ ॥
રાજેન્દ્રં સત્યસંધં દશરથતનયં શ્યામલં શાન્તમૂર્તિમ્
વન્દે લોકાભિરામં રઘુકુલતિલકં રાઘવં રાવણારિમ્ ॥૨૬॥

શ્રી લક્ષ્મણજીના મોટા ભાઈ, રઘુવંશમાં શ્રેષ્ઠ, જાનકીનાથ, સુંદર, સૂર્યવંશોત્પન્ન, કૃપાના સમુદ્ર, ગુણના ભંડાર, ધાર્મિક બ્રાહ્મણો છે પ્રિય જેમને એવા, રાજાઓમાં ઈંદ્ર, સત્યના સમુદાય, દશરથના તનુજ, શ્યામ, શાંતમૂર્તિ, લોકોને આનંદ દેનાર, રઘુકુલમાં તિલક, રઘુવંશી, રાવણના શત્રુ એવા શ્રી રામચંદ્રને હું વંદન કરૂંછું. ૨૬.

रामाय रामभद्राय रामचन्द्राय वेधसे ॥
रघुनाथाय नाथाय सीतायाः पतये नमः ॥ २७ ॥

રામાય રામભદ્રાય રામચંદ્રાય વેધસે ॥
રઘુનાથાય નાથાય સીતાયાઃ પતયે નમઃ ॥ ૨૭ ॥

રામ, રામભદ્ર, રામચંદ્ર, વિધાતારૂપ શ્રીવિષ્ણુ, રઘુકુળનાં નાયક, સીતાના પતિ, શ્રીનાથ રામચંદ્રને પ્રણામ. ૨૭.

श्रीराम राम रघुनंदन राम राम
श्रीराम राम भरताग्रज राम राम ॥
श्रीराम राम रणकर्कश राम राम
श्रीराम राम शरणं भव राम राम ॥ २८ ॥

શ્રીરામ રામ રઘુનંદન રામ રામ
શ્રીરામ રામ ભરતાગ્રજ રામ રામ ॥

શ્રીરામ રામ રણકર્કશ રામ રામ
શ્રીરામ રામ શરણં ભવ રામ રામ ॥ ૨૮ ॥

હે શ્રી રામ ! રામ ! રઘુનંદન ! રામ રામ ! શ્રીરામ ! રામ ! ભરતાગ્રજ ( ભરતના મોટાભાઈ ) ! રામ ! રામ ! શ્રી રામ ! રામ ! રણકર્કશ ( યુદ્ધમાં અડગ ) રામ ! રામ ! શ્રી રામ ! રામ ! રામ ! રામ ! મારૂં શરણ થાઓ. ૨૮

श्रीरामचन्द्रचरणौ मनसा स्मरामि
श्रीरामचन्द्रचरणौ वचसा गृणामि ॥
श्रीरामचन्द्रचरणौ शिरसा नमामि
श्रीरामचन्द्रचरणौ शरणं प्रपद्ये ॥ २९ ॥

શ્રીરામચન્દ્રચરણૌ મનસા સ્મરામિ
શ્રીરામચન્દ્રચરણૌ વચસા ગૃણામિ ॥
શ્રીરામચન્દ્રચરણૌ શિરસા નમામિ
શ્રીરામચન્દ્રચરણૌ શરણં પ્રપદ્યે ॥ ૨૯ ॥

શ્રી રામચંદ્રના ચરણોને હું મનથી સંભારૂં છું, શ્રી રામચંદ્રના ચરણો હું વાણીથી ઉચ્ચારૂં છું, શ્રી રામચંદ્રના ચરણોમાં હું સાષ્ટાંગ[1] દંડવત કરૂં છું. શ્રી રામચંદ્રના ચરણોનું હું શરણ ધરૂં છું. ૨૯.

---

१ शिरसा उरसा दृष्टया मनसा वचसा तथा ।
पद्भ्यां कराभ्यां जानुभ्यां प्रणामोऽष्टांग उच्यते ॥

મસ્તક, છાતી, દૃષ્ટિ, મન, વચન, ચરણ, હાથો, અને ગોઠણ એ આઠ અંગથી પ્રણામ તે સાષ્ટાંગ કહેવાય છે

माता रामो मत्पिता रामचन्द्रः
स्वामी रामो मत्सखा रामचन्द्रः ॥
सर्वस्वं मे रामचन्द्रो दयालु-
र्नान्यं जाने नैव जाने न जाने ॥ ३० ॥

માતા રામો મત્પિતા રામચન્દ્રઃ
સ્વામી રામો મત્સખા રામચન્દ્રઃ ॥
સર્વસ્વં મે રામચન્દ્રો દયાલુ-
ર્નાન્યં જાને નૈવ જાને ન જાને ॥ ૩૦ ॥

મારી માતા (પોષક) **રામ** છે, મારા પિતા (ભયટાલક) **રામચંદ્ર** છે, મારા **સ્વામી** (નિયામક) **રામ** છે, મારાં સખા (હિતકર્ત્તા દોસ્ત) રામચંદ્ર છે. મતલબ કે મારૂં સર્વસ્વ દયાળુ **રામચંદ્રજ** છે. બીજાને હું જાણતો નથી, જાણતો નથી અને ઓળખતો પણ નથી[1] ૩૦.

दक्षिणे लक्ष्मणो यस्य वामे च जनकात्मजा ॥
पुरतो मारुतिर्यस्य तं वन्दे रघुनन्दनम् ॥ ३१ ॥

દક્ષિણે લક્ષ્મણો યસ્ય વામે ચ જનકાત્મજા ॥
પુરતો મારુતિર્યસ્ય તં વન્દે રઘુનન્દનમ્ ॥ ૩૧ ॥

જેમની જમણી કોરે શ્રી લક્ષ્મણ છે, ડાબે પડખે શ્રી જાનકીજી છે, જેની આગળ શ્રી હનુમાનજી છે, તે રઘુનંદનને હું વંદન કરૂં છું. ૩૧.

---

૧ આવી વૃત્તિ ચિત્તની રહે ત્યારેજ અન્યાશ્રય ન થાય.

लोकाभिरामं रणरङ्गधीरं राजीवनेत्रं रघुवंशनाथम्॥
कारुण्यरूपं करुणाकरं तं श्रीरामचन्द्रं शरणं प्रपद्ये ३२

લોકાભિરામં રણરઙ્ગધીરં રાજીવનેત્રં રઘુવંશનાથમ્ ॥
કારુણ્યરૂપં કરુણાકરં તં શ્રીરામચન્દ્રં શરણં પ્રપદ્યે ૩૨

લોકાને આનંદ આપનાર, રણસંગ્રામમાં ધીર, કમળદળ-નેત્ર, રઘુવંશના નાયક, દયાની મૂર્તિ, કરુણાળુ, તે શ્રી રામચંદ્રનો હું આશ્રય લઉંછું. ૩૨.



मनोजवं मारुततुल्यवेगं जितेन्द्रियं बुद्धिमतां वरिष्ठम्॥
वातात्मजं वानरयूथमुख्यं श्रीरामदूतं शरणं प्रपद्ये ३३

મનોજવં મારુતતુલ્યવેગં જિતેન્દ્રિયં બુદ્ધિમતાં વરિષ્ઠમ્ ॥
વાતાત્મજં વાનરયૂથમુખ્યં શ્રીરામદૂત શરણં પ્રપદ્યે ૩૩

મનના જેવા વેગવાળા, વાયુ જેવી ગતિવાળા, ઇંદ્રિયોને જીતનાર, બુદ્ધિમાન્ પુરુષોમાં વખણાયલા, વાયુના પુત્ર, વાનરસેનાના અધિપતિ, એવા શ્રી રામચંદ્રજીના દૂત[1] ('શ્રી હનુમાંનજી )ને હું શરણે જાઉંછું. ૩૩.

कूजन्तं रामरामेति मधुरं मधुराक्षरम् ॥
आरुह्य कविताशाखां वन्दे वाल्मीकिकोकिलम्॥३४

કૂજન્તં રામરામેતિ મધુરં મધુરાક્ષરમ્ ॥
આરુહ્ય કવિતાશાખાં વન્દે વાલ્મીકિકોકિલમ્ ॥ ૩૪ ॥

કાવ્યરૂપી કલ્પવૃક્ષની શાખા ઉપર બેસીને મનોહર મધુર " શ્રી રામ ! શ્રી રામ ! " એવી રીતે ઉચ્ચાર કરતા વાલ્મીકિ ઋષિરૂપ કોયલને હું નમસ્કાર કરૂં છું. ૩૪.

आपदामपहर्तारं दातारं सर्वसम्पदाम् ॥
लोकाभिरामं श्रीरामं भूयोभूयो नमाम्यहम् ॥३५॥

આપદામપહર્તારં દાતારં સર્વસમ્પદામ્ ॥
લોકાભિરામં શ્રીરામં ભૂયોભૂયો નમામ્યહમ્ ॥ ૩૫ ॥

આપદાઓને હરનારા, સર્વ સંપતિયોને દેનારા, લોકોને આનંદ આપનારા શ્રી રામચંદ્રજીને હું વારંવાર પ્રણામ કરૂં છું. ૩૫

---

૧ દૂતદ્વારા મેલાપ થાયછે. મતલબ કે ભક્તના સત્સંગથીજ ભગવાનનો મેલાપ થાયછે.

भर्जनं भवबीजानां मार्जनं सुखसम्पदाम् ॥
तर्जनं यमदूतानां रामरामेति गर्जनम् ॥ ३६ ॥

ભર્જનં ભવબીજાનાં માર્જનં સુખસમ્પદામ્ ॥
તર્જનં યમદૂતાનાં રામરામેતિ ગર્જનમ્ ॥ ૩૬ ॥

ભવ (સંસાર)ના બીજને બાળનાર (જન્મમરણના કારણનો નાશ કરનાર ), સુખ અને સંપત્તિયોને શુદ્ધ કરનાર, યમના દૂતોને તરછોડનાર, "શ્રી રામ ! શ્રીરામચંદ્ર" એ ગર્જનાછે. ૩૬.

रामो राजमणिः सदा विजयते रामं रमेशं भजे
रामेणाभिहता निशाचरचमू रामाय तस्मै नमः ॥
रामान्नास्ति परायणं परतरं रामस्य दासोस्म्यहं
रामे चित्तलयः सदा भवतु मे भो राम मामुद्धर ॥३७॥

રામો રાજમણિઃ સદા વિજયતે રામં રમેશં ભજે
રામેણાભિહતા નિશાચરચમૂ રામાય તસ્મૈ નમઃ ॥
રામાન્નાસ્તિ પરાયણં પરતરં રામસ્ય દાસોસ્મ્યહં
રામે ચિત્તલયઃ સદા ભવતુ મે ભો રામ મામુદ્ધર ॥૩૭॥

રાજાઓમાં ચુડામણિ શ્રી રામ નિરંતર જય પામેછે. રમા ( સીતા ) પતિ શ્રી રામને હું ભજું છું. જે રામે રાક્ષસોની સેનાનો સંહાર કર્યો છે. તે રામને હું નમું છું. શ્રી રામથી પરતર (ઉત્તમોત્તમ) બીજી ગતિ નથી. રામનો હું દાસ છું. રામમાં સદા મારા ચિત્તનો લય થજો. હે રામ ! મારો ઉદ્ધાર કરો.* ૩૭

* આ શ્લોકમાં આઠે કારક ( વિભક્તિયો ) રામનામને લાગુ પાડી છે

राम रामेति रामेति रमे रामे मनोरमे ॥
सहस्रनाम तत्तुल्यं रामनाम वरानने ॥ ३८ ॥

રામ રામેતિ રામેતિ રમે રામે મનોરમે ॥
સહસ્રનામ તત્તુલ્યં રામનામ વરાનને ॥ ૩૮ ॥

રામ! રામ! રામ! એમ વારંવાર જપતાં, મારૂં મન મનોહર રામમાં રમે છે. હે વીરાનને! (સુમુખી પાર્વતી!) એક રામ નામ બીજાં હજાર નામની સમાન છે. અથવા વિષ્ણુ સહસ્ર નામના જપની તુલ્ય એક રામનામનું ફળ છે. ૩૮

इति श्रीबुधकौशिकविरचितं श्रीरामरक्षास्तोत्रंसम्पूर्णम् ॥
॥ श्रीसीतारामचन्द्रार्पणमस्तु ॥

ઇતિ શ્રીબુધકૌશિકવિરચિતં શ્રીરામરક્ષાસ્તોત્રંસમ્પૂર્ણમ્ ॥
॥ શ્રીસીતારામચન્દ્રાર્પણમસ્તુ ॥

આ શ્રી પંડિત કૌશિક (વિશ્વામિત્ર) મુનિવિરચિત
શ્રી રામરક્ષા સ્તોત્ર સંપૂર્ણ.

(શાર્દૂલવિક્રીડિત)

જેને માનવ દેવ દાનવ બધા, સેવે સદા પ્રેમથી,
પામે પામર ઠામ ધામ ભજતા, નિત્યે નમી નેમથી;
છે આરામ વિરામ ઠામ જગમાં, વિશ્રામનું ધામ તે,
નક્કી કામ તમામ પૂરણ કરે, શ્રી રામનું નામ તે.



( શાર્દૂલવિક્રીડિત. )

વૈરાગ્યોદય સાંખ્યયોગ કરવું, તે બ્રહ્મમાં અર્પણા,
ન્યાસે શિક્ષણયોગ બુધ્ધ્યનુભવો, ધામાદિ રાજાતણા;
યોગો અંશજ વિશ્વરૂપ ભજનો, દેહી ગુણો ઈશ જે,
છે દૈવાસુર અસ્તિ ધી ત્રણ ખરે, સંન્યાસ ગીતા સજે. ૧

( પંડિત શ્રી ગટ્ટૂલાલજી ).

ભગવદ્ગીતાના ૧૮ અધ્યાય છે, તે અઢારે અધ્યાયનો વિષય ઉપલા એક શ્લોકમાં કહ્યો છે. **વૈરાગ્યોદય**, અર્જુનના હૃદમાં વૈરાગ્ય (વિષાદ)નો ઉદય થવો એ પહેલા અધ્યાયનો પર્યાય છે; **સાંખ્ય અને યોગ** એ બે શાસ્ત્રનો સાર એ બીજા અધ્યાયની બાબત છે. કરવું એટલે કર્મ કરવાં, એ ત્રીજા અધ્યાયનું તાત્પર્ય છે. **તે બ્રહ્મમાં અર્પણા** એટલે જે જે કર્મો કરવાં તે બ્રહ્માર્પણ બુદ્ધિથી કરવાં એ ચોથા અધ્યાયની ચતુરાઈ છે. **ન્યાસ** એટલે ત્યાગ વૃત્તિથી અહંતા મમતા છોડીને કર્મો કરવાં એ પાંચમા અધ્યાયનું પરિણામ છે. **શિક્ષણયોગ** એટલે યોગનું શિક્ષણ કેમ લેવું ( યો-

ગાભ્યાસ) કેમ કરવા માંડવો એ છઠ્ઠા અધ્યાયની છબી છે. **બુદ્ધ્યનુભવો** ( બુદ્ધિ એટલે **જ્ઞાન** અને અને અનુભવ એટલે વિજ્ઞાન) એ સાતમા અધ્યાયનો સાર છે. **ધામાદિ એટલે પરમધામ અક્ષર બ્રહ્માદિનું** વિવેચન એ આઠમા અધ્યાયનો આશય છે. રાજાતણા યોગો એટલે રાજવિદ્યા અર્થાત્ રાજયોગ એ નવમા અધ્યાયનો નીચોડ છે. **અંશજં** એટલે આ વિશ્વ ભગવાનના અંશરૂપેજ સ્થિત છે. સર્વમાં ભગવાન્‌ની વિભૂતિ તપેછે એ દશમા અધ્યાયનું દર્શન છે. **વિશ્વરૂપ** એટલે આ બ્રહ્માંડ સ્વરૂપ પરમાત્મા પંડેજ બન્યા છે, એ અગિયારમા અધ્યાયનો અર્ક છે. **ભજનો** એટલે ભક્તિ એ બારમા અધ્યાયનો બોધ છે. **દેહી** એટલે દેહ ( ક્ષેત્ર ) અને દેહી (ક્ષેત્રમાં રહેનાર તથા તેને જાણનાર ક્ષેત્રજ્ઞ) એના વિભાગનું સ્વરૂપ એ તેરમા અધ્યાયનું તાત્પર્ય છે. **ગુણો** એટલે સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોનો વિભાગ એ ચૌદમા અધ્યાયની ચર્ચા છે. **ઈશ** એટલે પરાત્પર પૂર્ણ પુરુષોત્તમનું સ્વરૂપ એ પંદરમા અધ્યાયનું પરિણામ છે. **દૈવાસુર** એટલે દેવતાઈ તથા આસુરી સંપત્તિનું સ્વરૂપ દર્શાવવું એ સોળમાં અધ્યાયનો સાર છે. **અસ્તિધી ત્રણ** એટલે ત્રણ પ્રકારની શ્રદ્ધા એ સત્તરમા અધ્યાયનો સંગ્રહ છે. અને **ખરો સંન્યાસ** અર્થાત ઘરમાં કે ગામમાં રહી, કર્મ કર્યા છતાં તેના ફળથી અલિપ્ત રહેતાં શીખવું તથા સર્વ સમર્પણપૂર્વક શ્રી પરાત્પર પરમાત્મા **શ્રીકૃષ્ણનો**જ આશ્રય ધરવો એ અઢારમા અધ્યાયનો આશય છે.





ब्रह्मामुरारिस्त्रिपुरान्तकारी
भानुःशशी भूमिसुतो बुधश्च ॥
गुरुश्च शुक्रः शनिराहुकेतवः
कुर्वन्तु सर्वे मम सुप्रभातम् ॥

બ્રહ્મા (વિશ્વકર્ત્તા શ્રીવિધાતા), મુરારિ (વિશ્વંભ-ભર્ત્તા શ્રીવિષ્ણુ), ત્રિપુરારિ (વિશ્વસંહર્ત્તા શ્રી મહાદેવ), ભાનુ (સૂર્ય), શશિ (ચંદ્ર), ભૂમિસુત (ભૌમ, મંગળ), બુધ, ગુરુ, શુક્ર, શનિ, રાહુ અને કેતુ એ સર્વે મારૂં સુપ્રભાત કરો.

# ॥ અથ નવગ્રહસ્તોત્રં પ્રારભ્યતે ॥





जपाकुसुमसंकाशंकाश्यपेयंमहाद्युतिम् ॥
तमोरिंसर्वपापघ्नंप्रणतोऽस्मिदिवाकरम् ॥ १ ॥

જપાકુસુમસંકાશં કાશ્યપેયં મહાદ્યુતિમ્ ॥
તમોરિં સર્વપાપઘ્નં પ્રણતોઽસ્મિ દિવાકરમ્ ॥ ૧ ॥

જવાના ફૂલ જેવા વર્ણવાળા, કશ્યપના પુત્ર, મોટા તેજસ્વી, તમ એટલે અંધકાર તથા અજ્ઞાનને હણનારા, સર્વ પાપનો નાશ કરનારા એવા દિવાકર ( શ્રી સૂર્યનારાયણ )ને હું પ્રણામ કરૂંછું. ૧.

दधिशंखतुषाराभंक्षीरोदार्णवसंभवम् ॥
नमामिशशिनंसोमंशंभोर्मुकुटभूषणम् ॥ २ ॥

દધિશંખતુષારાભં ક્ષીરોદાર્ણવસંભવમ્ ॥
નમામિ શશિનં સોમં શંભોર્મુકુટભૂષણમ્ ॥ ૨ ॥

દહીં, શંખ તથા તુષાર (હિમ–બરફ) જેવા શ્વેતચળકતા, ક્ષીરસાગરમાંથી પ્રકટેલા, શ્રી શિવજીના મુકુટના શણગારરૂપ સોમ, શશિ (ચંદ્ર)ને હું નમું છું ૨.





धरणीगर्भसंभूतंविद्युत्कांतिसमप्रभम् ॥
कुमारंशक्तिहस्तंचमङ्गलंप्रणमाम्यहम् ॥ ३ ॥

ધરણીગર્ભસંભૂતં વિદ્યુત્કાંતિસમપ્રભમ્ ॥
કુમારંશક્તિહસ્તં ચ મંગલં પ્રણમામ્યહમ્ ॥ ૩ ॥

પૃથ્વીના ગર્ભમાંથી પ્રકટેલા, વીજળી જેવી કાન્તિવાળા, કુમાર, શક્તિરૂપ આયુધ હાથમાં ધરનાર મંગળને હું પ્રણામ કરૂં છું. ૩.

प्रियंगुकलिकाश्यामंरूपेणाप्रतिमंबुधम् ॥
सौम्यंसौम्यगुणोपेतंतंबुधंप्रणमाम्यहम् ॥ ४ ॥

પ્રિયંગુકલિકાશ્યામં રૂપેણાપ્રતિમં બુધમ્ ॥
સૌમ્યં સૌમ્યગુણોપેતં તં બુધં પ્રણમામ્યહમ્ ॥ ૪ ॥

પ્રિયઙ્ગુની કળી જેવા શ્યામ, અપ્રતિમ રૂપવાળા, બુદ્ધિમાન્, સૌમ્ય (સોમ–ચંદ્ર–ના પુત્ર), સુખદ ગુણવાળા બુધ આપને હું પ્રણામ કરૂં છું. ૪.





देवानांचऋषीणांचगुरुकांचनसन्निभम् ॥
बुद्धिभूतंत्रिलोकेशंतंनमामिबृहस्पतिम् ॥ ५ ॥

દેવાનાં ચ ઋષીણાં ચ ગુરું કાંચનસન્નિભમ્ ॥
બુદ્ધિભૂતં ત્રિલોકેશં તં નમામિ બૃહસ્પતિમ્ ॥ ૫ ॥

દેવતાઓ તથા ઋષિયોના ગુરુ, સુવર્ણ સરખા તેજસ્વી બુદ્ધિના કારણરૂપ, ત્રણ લોકના પતિ એવા બૃહસ્પતિ ને હું નમું છું. ૫.

हिमकुन्दमृणालाभं दैत्यानांपरमंगुरुम् ॥
सर्वशास्त्रप्रवक्तारंभार्गवंप्रणमाम्यहम् ॥ ६ ॥

હિમકુંદમૃણાલાભં દૈત્યાનાં પરમં ગુરુમ્ ॥
સર્વશાસ્ત્રપ્રવક્તારં ભાર્ગવં પ્રણમામ્યહમ્ ॥ ૬ ॥

હિમ, કુન્દ અને મૃણાળ ( કમળદંડ ) જેવા સફેત, દૈત્યોના મોટા ગુરૂ, સર્વ શાસ્ત્રનું પ્રવચન (અધ્યાપન) કરનાર ભાર્ગવ ( શુક્ર )ને હું પ્રણામ કરૂ છું. ૬.





नीलांजनसमाभासंरविपुत्रंयमाग्रजम् ॥
छायामार्तंडसम्भूतंतंनमामिशनैश्चरम् ॥ ७ ॥

નીલાંજનસમાભાસં રવિપુત્રં યમાગ્રજમ્ ॥
છાયામાર્તંડસમ્ભૂતં તં નમામિ શનૈશ્ચરમ્ ॥ ૭ ॥

કાળીમેસ સરખા તેજસ્વી, સૂર્યના પુત્ર, યમના મોટા ભાઈ, શ્રી સૂર્ય અને તેની પત્ની છાયાથી પ્રકટેલા, તે શનૈશ્ચર ( મંદગતિવાળા શનિ ) ને હું નમું છું. ૭.

अर्धकायंमहावीर्यंचन्द्रादित्यविमर्दनम् ॥
सिंहिकागर्भसंभूतंतंराहुंप्रणमाम्यहम् ॥ ८ ॥

અર્દ્ધકાયં મહાવીર્યં ચન્દ્રાદિત્યવિમર્દનમ્ ॥
સિંહિકાગર્ભસમ્ભૂતં તં રાહું પ્રણમામ્યહમ્ ॥ ૮ ॥

અર્ધ દેહધારી, મહાપરાક્રમી, ચંદ્ર તથા સૂર્યને પીડા કરનાર, સિંહિકાના ગર્ભમાં જન્મેલા, રાહુને હું પ્રણામ કરૂં છું. ૮.



**पलाशपुष्पसंकाशंतारकाग्रहमस्तकम् ॥**
**रौद्रंरौद्रात्मकंघोरंतंकेतुंप्रणमाम्यहम् ॥ ९ ॥**

પલાશપુષ્પસંકાશં તારકાગ્રહમસ્તકમ્ ॥
રૌદ્રં રૌદ્રાત્મકં ઘોરં તં કેતું પ્રણમામ્યહમ્ ॥ ૯ ॥

પલાશ ( ખાખરા )ના ફૂલ જેવા, તારાઓ તથા ગ્રહના માથારૂપ, રૌદ્ર, રૂદ્રરૂપ, ભયંકર કેતુ આપને હું પ્રણામ કરૂં છું. ૯.

ઇતિ વ્યાસમુખોદ્ગીતં યઃ પઠેત્સુસમાહિતઃ ।
દિવા વા યદિ વા રાત્રૌ વિઘ્નશાંતિર્ભવિષ્યતિ ॥૧૦॥
નરનારીનૃપાણાં ચ ભવેદ્દુઃસ્વપ્નનાશનમ્ ।
ઐશ્વર્યમતુલં તેષામારોગ્યં પુષ્ટિવર્ધનમ્ ॥ ૧૧ ॥
ગ્રહનક્ષત્રજાઃ પીડાસ્તસ્કરાગ્નિસમુદ્ભવાઃ ।
તાઃ સર્વાઃ પ્રશમં યાંતિ વ્યાસો બ્રૂતે ન સંશયઃ ૧૨ ॥

॥ ઇતિ શ્રીવ્યાસવિરચિતં નવગ્રહસ્તોત્રં સંપૂર્ણમ્ ॥

## श्रीभगवानुवाच·

### શ્રીભગવાન કહેછે.



अहमेवासमेवाग्रे नान्यद्यत्सदसत्परम् ॥
पश्चादहं यदेतच्च योऽवशिष्येत सोऽस्म्यहम् ॥१॥

અહમેવાસમેવાગ્રે[1] નાન્યદ્યત્સદસત્પરમ્ ॥
પશ્ચાદહં યદેતચ્ચ યોઽવશિષ્યેત સોઽસ્મ્યહમ્ ॥ ૧ ॥

સત્ (કારણ) અને અસત્ (કાર્ય)થી પર એવું બીજું નથી, પણ સર્વથી પૂર્વે હુંજ હતો. પછી આ (કાર્યકારણરૂપ જગત્ તેપણ) હુંજ છું અને પ્રલયકાળે જે બાકી રહેશે, તે પણ હું છું. ૧.

ऋतेर्थं यत्प्रतीयेत न प्रतीयेत चात्मनि ॥
तद्विद्यादात्मनो मायां यथाभासो यथातमः ॥२॥

ઋતેર્થં યત્પ્રતીયેત ન પ્રતીયેત ચાત્મનિ ॥
તદ્વિદ્યાદાત્મનો માયાં યથા ભાસો યથા તમઃ ॥ ૨ ॥

१ अहमेव इदमग्र आसीत् ॥

સત્યના અર્થમાં ( સત્ય-કારણ-રૂપે ) જેની પ્રતીતિ થાયછે, પણ મનથી જેની પ્રતીતિ ( ખાત્રી ) થતી નથી, તેને મારી પોતાની માયા જાણવી. જેવો પ્રકાશ અને જેવો અંધકાર. મતલબ કે અજવાળું હોય ત્યાં અંધારૂં રહેતું નથી, અને અંધારૂં હોય ત્યાં અજવાળું હોતું નથી. તેમ જ્યારે પરમાત્માના સત્યસ્વરૂપનું ખાત્રીપૂર્વક જ્ઞાન થાય છે, ત્યારે માયાથી થએલું અજ્ઞાન રહેતુંજ નથી. ૨.

**यथा महांति भूतानि भूतेषूच्चावचेष्वनु ॥**
**प्रविष्टान्यप्रविष्टानि तथा तेषु न तेष्वहम् ॥३॥**

યથા મહાંતિ ભૂતાનિ ભૂતેષૂચ્ચાવચેષ્વનુ ॥
પ્રવિષ્ટાન્યપ્રવિષ્ટાનિ તથા તેષુ ન તેષ્વહમ્ ॥ ૩ ॥

જેમ મોટા ભૂતોમાં, નાના નાના ઉત્તમ, મધ્યમ, ભૂતો પેઠેલાં હોયછે, તથા નાના ભૂતોમાં મોટા ભૂતોનો પણ પ્રવેશ હોયછે; તેમ તેમને વિષે હું છું તથા તેમને વિષે હું નથી. ૩.[1]

**एतावदेव जिज्ञास्यं तत्त्वजिज्ञासुनाऽऽत्मनः ॥**
**अन्वयव्यतिरेकाभ्यां यः स्यात्सर्वत्र सर्वदा ॥४॥**

યતાવદેવ જિજ્ઞાસ્ય તત્ત્વજિજ્ઞાસુનાઽઽત્મનઃ ॥
અન્વયવ્યતિરેકાભ્યાં યઃ સ્યાત્સર્વત્ર સર્વદા ॥ ૪ ॥

અન્વય ( કાર્યમાં કારણની અનુવૃત્તિ ) તથા વ્યતિરેક (ફક્ત એક કારણ રૂપેજ દર્શન) વડે જે સર્વત્ર ( સર્વ ઠેકાણે ) સર્વદા ( ત્રણે કાળમાં ) છે, તે ( પરમાત્મતત્ત્વને )જ આત્મતત્ત્વના જિજ્ઞાસુએ જાણવાનું છે. ૪.

---

૧ ત્રીજા શ્લોકમાં જગતથી ઉલટો પરમાત્માનો વિરુદ્ધધર્માશ્રયી સ્વભાવ દેખડાવ્યો છે.

# अष्टादशश्लोकी गीता ॥



अर्जुन उवाच ॥

निमित्तानि च पश्यामि विपरीतानि केशव ।
न च श्रेयोऽनु पश्यामि हत्वा स्वजनमाहवे ॥ १ ॥

નિમિત્તાનિ ચ પશ્યામિ વિપરીતાનિ કેશવ,
ન ચ શ્રેયોઽનુપશ્યામિ હત્વા સ્વજનમાહવે ॥ ૧ ॥

વળી હે કેશવ! હું અપશકુનો પણ જોઉં છું. અને સગા સહોદરને યુદ્ધમાં હણીને હું કંઈ શ્રેય જોતો નથી. ૧, ૩૧.*

---

*આ શ્લોકો મૂળ ગીતામાં કયે સ્થળે છે, તે દરેક અધ્યાય તથા શ્લોકના આંકડા દરેક શ્લોકના અર્થને છેડે મૂકયા છે.

श्रीभगवानुवाच ॥

**योगस्थः कुरु कर्माणि सङ्गं त्यक्त्वा धनंजय ।**
**सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥२॥**

યોગસ્થઃ કુરુકર્માણિ સંગન્ત્યક્ત્વા ધનઞ્જય ।
સિદ્ધ્યસિદ્ધ્યોઃ સમો ભૂત્વા સમત્વમ્ યોગ ઉચ્યતે ॥ ૨॥

હે ધનજંય ! ( શત્રુના ધનને જીતનાર ! ) યોગમાં રહી, સંગ ( આસક્તિ ) છોડી, સિદ્ધિ અને અસિદ્ધિમાં સમચિત્ત થઈને કર્મો કર. સમાન વૃત્તિને જ યોગ કહે છે. ૨, ૪૮.

**कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।**
**इन्द्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥ ३ ॥**

કર્મેન્દ્રિયાણિ સંયમ્ય ય આસ્તે મનસા સ્મરન્ ।
ઇન્દ્રિયાર્થાન્ વિમૂઢાત્મા મિથ્યાચારઃ સ ઉચ્યતે ॥ ૩ ॥

જે કર્મેન્દ્રિયોને કબજે કરી, મનથી વિષયોને સંભારતો રહે છે, તે વિમૂઢાત્મા ( જેનું મન સાવ મૂઢ થઈ ગયું છે એવો ) મિથ્યાચારી કહેવાય છે. ૩, ૬.

**श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः ।**
**ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥ ४ ॥**

શ્રદ્ધાવાઁલ્લભતે જ્ઞાનમ્ તત્પરઃ સંયતેન્દ્રિયઃ ।
જ્ઞાનમ્ લબ્ધ્વા પરાં શાન્તિમચિરેણાધિ ગચ્છતિ ॥ ૪ ॥

શ્રદ્ધાવાન્, તત્પર અને ઇંદ્રિયોનો સંયમ કરનાર જ્ઞાન પામે છે. જ્ઞાન પામીને તુરતજ પરાશાન્તિ ( મોક્ષ ), મેળવે છે. ૪, ૩૯.

**यतेन्द्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।**
**विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥ ५ ॥**

**યતેન્દ્રિય મનોબુદ્ધિર્મુનિર્મોક્ષ પરાયણઃ ।**
**વિગતેચ્છા ભય ક્રોધો યઃ સદા મુક્ત એવ સઃ ॥ ૫ ॥**

ઇન્દ્રિય, મન અને બુદ્ધિને સંયમનાર (સ્વાધીન રાખનાર), મોક્ષપરાયણ; ઇચ્છા, ભય અને ક્રોધ એ જેનાં જતાં રહ્યાં છે એવો જે મુનિ તે હમેશાં (જીવન) મુક્તજ છે. ૫, ૨૮.

**युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।**
**युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥ ६ ॥**

**યુક્તાહાર વિહારસ્ય યુક્ત ચેષ્ટસ્ય કર્મસુ ।**
**યુક્ત સ્વપ્નાવબોધસ્ય યોગો ભવતિ દુઃખહા ॥ ૬ ॥**

યુક્ત* (યથાયોગ્ય) આહાર વિહારવાળાને અને કર્મને વિષે યુક્તચેષ્ટાવાળાને તથા યુક્ત ઊંઘતા જાગતા (સાધક)ને યોગ દુઃખને હણનારો થાય છે. ૬, ૧૭.

* યુક્ત આહાર (મિતાહાર) એટલે સુખથી પચે તેટલો ખોરાક. એનું સામાન્ય પ્રમાણ એ છે કે પેટમાં જેટલો અવકાશ હોય, તેનો લગભગ અર્ધભાગ અન્ન કે ફલફૂલથી અને પા ભાગ જળથી રોકાય અને પા ભાગ વાયુના અવર જવર માટે ઉઘાડો રહે એવો આહાર રાખવો. યુક્તવિહાર એટલે થાક ન લાગે એટલું ચાલવું વગેરે; તથાપિ ઓછામાં ઓછું નિત્ય એક યોજન (ચાર ગાઉ) પણ અટણ ફરવું જોઇએ. યુક્તચેષ્ટા એટલે અતિવાચાળ ન થતાં પ્રણવાદિ મંત્રોનો જપપાઠ કરવો તે. યુક્ત ઊંઘવું જાગવું એટલે રાતના ચાર ભાગ કરી પહેલા અને ચોથા ભાગમાં જાગવું અને બીજા અને ત્રીજા ભાગમાં નિદ્રા લેવી તે. (સુબોધિની ભગવદ્‌ગીતા.)

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥ ७ ॥

દૈવી હ્યેષા ગુણમયી મમ માયા દુરત્યયા ।
મામેવ યે પ્રપદ્યન્તે માયામેતાં તરન્તિ તે ॥ ૭ ॥

આ મારી (ત્રિ) ગુણમયી દૈવી માયા* દુસ્તર (મુશ્કેલીથી ઓળંગાય એવી) છે. જે મનેજ શરણ આવેછે, તેઓ એ માયાને તરેછે. ૭, ૧૪.

अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।
तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः ॥ ८ ॥

અગ્નિર્જ્યોતિ રહઃ શુક્લઃ ષણ્માસા ઉત્તરાયણમ્ ।
તત્ર પ્રયાતા ગચ્છન્તિ બ્રહ્મ બ્રહ્મવિદો જનાઃ ॥ ૮ ॥

અગ્નિ, જ્યોતિ, દિવસ, શુક્લપક્ષ, ઉત્તરાયણના છ માસ એમાં પ્રયાણ કરનારા જનો (યોગીઓ) જેઓ બ્રહ્મને જાણનારા છે તેઓ બ્રહ્મને પામે છે. ૮, ૨૪.

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥ ९ ॥

અપિ ચેત્સુદુરાચારો ભજતે મામનન્યભાક્ ।
સાધુરેવ સ મન્તવ્યઃ સમ્યગ્વ્યવસિતો હિ સઃ ॥ ૯ ॥

કોઈ મોટો દુરાચારી પણ જો અનન્યભાવથી મનેજ ભજતો હોય તો તેને સાધુ (સદાચારી) માનવો, કેમકે તે સારા નિશ્ચયવાળો છે. ૯, ૩૦.

---

* દિવ એટલે પ્રકાશવું, તે પરથી પ્રકાશરૂપ પરબ્રહ્મના આશ્રયે રહેલી માયા તે દૈવીમાયા.

योमामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।
असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥ १० ॥

યો મામજમનાદિઞ્ચ વેત્તિ લોકમહેશ્વરમ્ ।
અસંમૂઢઃ સ મર્ત્યેષુ સર્વપાપૈઃ પ્રમુચ્યતે ॥ ૧૦ ॥

અજન્મા, અનાદિ અને લોકોનો મોટો ઈશ્વર છું એમ જે મને જાણે છે, તે મૃત્યુલોકમાં સંમોહથી રહિત હોવાને લીધે સર્વ પાપોથી સાવ મુક્ત થાયછે. ૧૦, ૩.

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः सङ्गवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव ॥ ११ ॥

મત્કર્મકૃન્મત્પરમો મદ્ભક્તઃ સંગવર્જિતઃ ।
નિર્વૈરઃ સર્વ ભૂતેષુ યઃ સ મામેતિ પાંડવ ॥ ૧૧ ॥

હે પાંડવ ! મારી પ્રીતિને માટે કર્મ કરનાર, હુંજ જેને પરમ છું એવો, સંગવર્જિત તથા કોઈ પણ પ્રાણી સાથે જરા પણ વેર ન રાખનાર, જે મારો ભક્ત છે તે મને પામે છે. ૧૧, ૫૫.

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनन्तरम् ॥ १२ ॥

શ્રેયોહિ જ્ઞાનંમભ્યાસાત્ જ્ઞાનાદ્ધ્યાનં વિશિષ્યતે ।
ધ્યાનાત્કર્મ ફળ ત્યાગસ્ત્યાગાચ્છાન્તિરનન્તરમ્ ॥ ૧૨ ॥

(પઠનરૂપ) અભ્યાસ કરતાં જ્ઞાન ખરેખર શ્રેષ્ઠ છે, જ્ઞાન કરતાં ધ્યાન વધારે ઉત્તમ છે, ધ્યાનથી કર્મ ફળનો ત્યાગ[1] ચઢી-

---

૧ ત્યાગથી ઈશ્વરપ્રીત્યર્થે કર્મ થશે. ઈશ્વરપ્રીત્યર્થે કર્મ થવાથી અભ્યાસ થશે અભ્યાસથી ઈશ્વરમાં મનની પ્રવૃત્તિ થશે અને ઈશ્વરમાં મન પેસી જતાં મોક્ષ મળશે. (સુબોધિની ગીતા.)

આતો છે, કેમકે તેથી તરતજ શાંતિ ( મોક્ષ ) મળે છે. ૧૨, ૧૨.

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥ १३ ॥

ક્ષેત્રજ્ઞમ્ ચાપિમામ્ વિદ્ધિ સર્વક્ષેત્રેષુ ભારત ।
ક્ષેત્રક્ષેત્રજ્ઞયોર્જ્ઞાનમ્ યત્તત્ જ્ઞાનમ્ મતમ્ મમ ॥ ૧૩ ॥

હે ભારત ! વળી, સર્વ ક્ષેત્રોમાં ક્ષેત્રજ્ઞ પણ, મનેજ જાણ. ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ એ બેઉનું જે જ્ઞાન, તે જ્ઞાનજ મને સંમત છે. અર્થાત્ તે જ્ઞાનજ ખરૂં જ્ઞાન છે. ૧૩,૨.

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥ १४ ॥

માં ચ યો વ્યભિચારેણ ભક્તિયોગેન સેવતે ।
સ ગુણાન્સમતીત્યૈતાન્ બ્રહ્મભૂયાય કલ્પતે ॥ ૧૪ ॥

જે મને અવ્યભિચાર ( અનન્ય ) ભક્તિયોગથી ભજે છે, તે આ ગુણોને અતિક્રમણ કરી બ્રહ્મભાવને પામે છે. ૧૪,૨૬.

निर्मानमोहाजितसंगदोषा
अध्यात्मनित्या विनिवृत्तकामाः ॥
द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञै-
र्गच्छन्त्यमूढाः पदमव्ययं तत् ॥ १५ ॥

નિર્માનમોહા-જિતસંગદોષા ।
અધ્યાત્મનિત્યા વિનિવૃત્તકામાઃ ॥
દ્વન્દ્વૈર્વિમુક્તાઃ સુખદુઃખ સંજ્ઞૈ-
ર્ગચ્છન્ત્યમૂઢાઃ પદમવ્યયં તત્ ॥ ૧૫ ॥

માન અને મોહ જેમના નિવૃત્ત થયા છે, સંગના દોષો જેમણે જીત્યા છે, અધ્યાત્મસ્વરૂપમાં નિષ્ઠાવાન્ (તથા) કામ જેમનો સંપૂર્ણ નિવૃત્ત થયો છે એવા; સુખ દુઃખ નામે દ્વંદ્વો (જોડકાં) થી છૂટેલા, અમૂઢ (મોહ–અજ્ઞાન–થી રહિત યોગીઓ) તે અખંડ (અવિકારી) ધામને પામે છે. ૧૫,૫.

**यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।**
**न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥१६॥**

**યઃ શાસ્ત્રવિધિમુત્સૃજ્ય વર્તતે કામકારતઃ ।**
**ન સ સિદ્ધિમવાપ્નોતિ ન સુખમ્ ન પરાં ગતિમ્ ॥૧૬॥**

જે શાસ્ત્રવિધિને છોડીને સ્વચ્છંદપણાથી વર્તે છે, તે સિદ્ધિને પામતો નથી, સુખ પામતો નથી, અને પરમગતિને (પણ) પામતો નથી. ૧૬,૨૩.

**मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।**
**भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥ १७ ॥**

**મનઃ પ્રસાદઃ સૌમ્યત્વમ્ મૌનમાત્મ વિનિગ્રહઃ ।**
**ભાવસંશુદ્ધિરિત્યેતત્ તપોમાનસ મુચ્યતે ॥ ૧૭ ॥**

મનની પ્રસન્નતા, સૌમ્યતા[1], મૌન, મનનો સારો નિગ્રહ, અંતઃકરણની સારી વૃત્તિ એ માનસિક તપ કહ્યું છે. ૧૭,૧૬.

**सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥१८॥**

૧ સર્વ લોકોના હિતની ઇચ્છા કરવી તથા શાસ્ત્રનિષિદ્ધ વિષયોનું સ્મરણ ન કરવું તે.

સર્વધર્માન્પરિત્યજ્ય મામેકમ્ શરણમ્ વ્રજ ।
અહંત્વા સર્વપાપેભ્યો મોક્ષયિષ્યામિ મા શુચઃ ॥ ૧૮ ॥

સર્વ ધર્મો(નાઆશ્રય)નો પરિત્યાગ કરીને એક મને શરણ આવ. હું તને સર્વ પાપોથી છોડવીશ, શોક ન કર. ૧૮,૬૬.*

**गीतासारमिदं पुण्यं यः पठेत्सुसमाहितः ।**
**विष्णुलोकमवाप्नोति भयशोकविनाशनम् ॥ १९ ॥**

ગીતાસારમિદમ્ પુણ્યમ્ યઃ પઠેત્સુસમાહિતઃ ।
વિષ્ણુલોકમવાપ્નોતિ ભયશોક વિનાશનમ્ ॥ ૧૯ ॥

આ પુણ્યકારક ભય અને શોકનો વિનાશ કરનારી ગીતાનો સાર જે સમાહિત ચિત્ત થઇને ભણે છે, તે વિષ્ણુલોક (વૈકુંઠ) તેને પામે છે.

## इति श्रीवेदव्यासविरचिता अष्टादशश्लोकी गीता सम्पूर्णा ॥

ઇતિ શ્રી વેદવ્યાસવિરચિતા અષ્ટાદશશ્લોકી ગીતા સંપૂર્ણ ॥



* આ શ્લોકનો અર્થ કરતાં સર્વ ધર્માચરણનો પરિત્યાગ કરવો એમ કેટલાકો કહે છે, પરંતુ ખરો અર્થ તે નથી. આમાં કોને શરણ જવું? એ પ્રશ્ન છે. અર્થાત્ ધર્મોને શરણ જવાનું છોડી એટલે સકામ કર્મો કરવાં છોડીને, એક ભગવાનનેજ શરણે જવું. અર્થાત્ નિષ્કામ ભગવત્પ્રીત્યર્થજ ધર્માચરણ કરવું. કેમકે ધર્મ અધર્મનું ફળ આપનાર હુંજ છું માટે મનેજ શરણ આવ.

# અક્રૂરસ્તુતિ.[1]

( શ્રી ભાગવત સ્કંધ ૧૦ અધ્યાય ૪૦ મો. )

अक्रूर उवाच ॥ અક્રૂર બોલ્યા ॥

**नतोऽस्म्यहं त्वाखिलहेतुहेतुम्**
**नारायणं पूरुषमाद्यमव्ययम् ॥**
**यन्नाभिजातादरविन्दकोशाद्**
**ब्रह्माविरासीद्यत एष लोकः ॥ १ ॥**

નતોઽસ્મ્યહં ત્વાખિલ હેતુહેતુમ્ ।
નારાયણમ્ પૂરુષમાદ્યમવ્યયમ્ ॥
યન્નાભિજાતાદરવિન્દ કોશાદ્ ।
બ્રહ્માવિરાસીદ્યત એષ લોકઃ ॥ ૧ ॥

સર્વ કારણોના કારણ રૂપ, નારાયણ, આદિપુરુષ, અવ્યય (અવિકારી), જેની નાભિમાંથી નીકળેલા કમળકોશમાંથી બ્રહ્મા પ્રકટ થયા છે, એવા આપને હું નમું છું. ૧.

**भूस्तोयमग्निः पवनः खमादिर्-**
**महानजादिर्मन इन्द्रियाणि ॥**

---

[1] અક્રૂર શ્રીકૃષ્ણના કાકા થાય છે. લોક વ્યવહાર જોતાં કાકાને ભત્રિજાએ વન્દન કરવું જોઇએ, પરંતુ અક્રૂરજી શ્રીકૃષ્ણને પરમાત્મસ્વરૂપે સમજીને નમે છે, ભત્રિજા તરીકે નમતા નથી. અક્રૂરને ઉપનિષદોમાં સત્ય કહે છે. અને જે અક્રૂર (ક્રૂરતા રહિત-દયાળુ-) હોય તેજ સત્ય એવા પરમાત્માનું સ્વરૂપ સમજી શકે છે.

सर्वेन्द्रियार्था विबुधाश्च सर्वे
ये हेतवस्ते जगतोऽङ्गभूताः ॥ २ ॥

ભૂસ્તોયમગ્નિઃ પવનઃ ખમાદિર્-
મહાનજાદિર્મન ઇન્દ્રિયાણિ ॥
સર્વેન્દ્રિયાર્થા વિબુધાશ્ચ સર્વે
યે હેતવસ્તે જગતોઽઙ્ગભૂતાઃ ॥ ૨ ॥

પૃથ્વી, પાણી, પાવક, પવન, આકાશ, અહંકાર, મહત્તત્ત્વ, માયા, અક્ષર, બ્રહ્માદિ, મન, ઇન્દ્રિયો, સર્વ ઇન્દ્રિયોના વિષયો, અને સર્વ દેવતાઓ જેઓ આ જગતના કારણરૂપ છે, તેઓ આપનાં અંગ છે. ૨.

नैते स्वरूपं विदुरात्मनस्ते
ह्यजादयोऽनात्मतया गृहीताः ॥
अजोऽनुबद्धः सगुणैरजाया
गुणात्परं वेद न ते स्वरूपम् ॥ ३ ॥

નૈતે સ્વરૂપં વિદુરાત્મનસ્તે ।
હ્યજાદયોઽનાત્મતયા ગૃહીતાઃ ॥
અજોઽનુબદ્ધઃ સગુણૈરજાયા ।
ગુણાત્પરમ્ વેદ ન તે સ્વરૂપમ્ ॥ ૩ ॥

અનાત્માથી ગ્રહણ કરાયલા આ બ્રહ્માદિક આત્માઓ આપના શુદ્ધસ્વરૂપને યથાર્થ જાણતા નથી. અજા (માયા) ના ગુણોથી બંધાયલા તે અજ (બ્રહ્મા પણ) ગુણથી પર આપના (નિર્ગુણ—પુરુષોત્તમ) સ્વરૂપને જાણતા નથી. ૩.

त्वां योगिनो यजन्त्यद्धा महापुरुषमीश्वरम् ।
साध्यात्मं साधिभूतं च साधिदैवं च साधवः ॥

ત્વાં યોગિનો યજન્ત્યદ્ધા મહાપુરુષમીશ્વરમ્ ।
સાધ્યાત્મમ્ સાધિભૂતઞ્ચ સાધિદૈવમ્ ચ સાધવઃ ॥

યોગીઓ, સાધુઓ, અધ્યાત્મજ્ઞાની, આધિભૌતિક જ્ઞાની અને આધિદૈવિક જ્ઞાની, મહાપુરુષ એવા આપનેજ નિરન્તર યજે છે. ૪.

त्रय्या च विद्यया केचित्त्वां वै वैतानिका द्विजाः ।
यजन्ते विततैर्यज्ञैर्नानारूपामराख्यया ॥ ५ ॥

ત્રય્યા ચ વિદ્યયા કેચિત્ત્વાં વૈ વૈતાનિકાદ્વિજાઃ ।
યજન્તે વિતતૈર્યજ્ઞૈર્નાનારૂપામરાખ્યયા ॥ ૫ ॥

કેટલાક કર્મકાંડી બ્રાહ્મણો આપનેજ ત્રણ વેદોવડે, અનેક ક્રિયાવાળા યજ્ઞવડે, વિધવિધ સ્વરૂપના દેવતારૂપે યજે છે. ૫.

एके त्वाखिलकर्माणि संन्यस्योपशमं गताः ।
ज्ञानिनो ज्ञानयज्ञेन यजन्ति ज्ञानविग्रहम् ॥ ६ ॥

એકે ત્વાખિલકર્માણિ સંન્યસ્યોપશમમ્ ગતાઃ ।
જ્ઞાનિનો જ્ઞાનયજ્ઞેન યજન્તિ જ્ઞાનવિગ્રહમ્ ॥ ૬ ॥

સર્વ કર્મોનો ત્યાગ કરી, ઉપશમ પામેલા કેટલાક જ્ઞાનિયો જ્ઞાનવિગ્રહરૂપ આપને જ્ઞાનયજ્ઞવડે ઉપાસે છે. ૬.

अन्ये च संस्कृतात्मानो विधिनाभिहितेन ते ।
यजन्ति त्वन्मयास्त्वां वै बहुमूर्त्येकमूर्तिकम् ॥ ७ ॥

અન્યે ચ સંસ્કૃતાત્માનો વિધિનાભિહિતેન તે ।
યજન્તિ ત્વન્મયાસ્ત્વામ્ વૈ બહુમૂર્ત્યેકમૂર્તિકમ્ ॥ ૭ ॥

અને બીજા પણ સંસ્કાર પામેલા જીવો, યોગ્ય વિધિથી તન્મય બનીને બહુ મૂર્તિયો ધરતા એવા આપને એકમૂર્તિ સમજીને યજે છે. ૭

त्वामेवान्ये शिवोक्तेन मार्गेण शिवरूपिणम् ।
बह्वाचार्यविभेदेन भगवन्समुपासते ॥ ८ ॥

ત્વામેવાન્યે શિવોક્તેન માર્ગેણ શિવરૂપિણમ્ ।
બહ્વાચાર્યવિભેદેન ભગવન્સમુપાસતે ॥ ૮ ॥

હે ભગવન્ ! કલ્યાણકારી એવા આપને શિવોક્તમાર્ગે ઘણા આચાર્યોએ બતાવેલા ભેદ ( દ્વૈત ) થી શિવરૂપે ઉપાસેછે. ૮

सर्व एव यजन्ति त्वां सर्वदेवमयेश्वरम् ।
येऽप्यन्यदेवताभक्ता यद्यप्यन्यधियः प्रभो ॥ ९ ॥

સર્વ એવ યજન્તિ ત્વામ્ સર્વદેવમયેશ્વરમ્ ।
યેઽપ્યન્યદેવતાભક્તાં યદ્યપ્યન્યધિયઃ પ્રભોઃ ॥ ૯ ॥

હે પ્રભો જેઓ બીજા દેવતાઓના ઉપાસક છે, તેઓ અન્ય બુદ્ધિવાળા હોવા છતાં પણ, સર્વ દેવમય ! અને સંર્વ (દેવતાઓના ) ઈશ્વર એવા આપનેજ ભજે છે. ૯

यथाद्रिप्रभवा नद्यः पर्जन्यापूरिताः प्रभो ।
विशन्ति सर्वतः सिन्धुं तद्वत्त्वां गतयोऽन्ततः ॥१०॥

યથાદ્રિપ્રભવા નદ્યઃ પર્જન્યાપૂરિતાઃ પ્રભો ।
વિશન્તિ સર્વતઃ સિન્ધુમ્ તદ્વત્ત્વાં ગતયોઽન્તતઃ ॥૧૦॥

હે પ્રભો! જેવી રીતે પર્વતોમાંથી નીકળેલી નદીઓ, વર્ષાદથી ભરાતી છતાં, ચારે કોરથી સમુદ્રમાં મળે છે, તેવી રીતે તે સર્વ ( દેવના ઉપાસકો ) ની ગતિ અંતે આપમાંજ થાયછે. ૧૦.

सत्त्वं रजस्तम इति भवतः प्रकृतेर्गुणाः ।
तेषु हि प्राकृताः प्रोता आब्रह्मस्थावरादयः ॥ ११ ॥

સત્ત્વમ્ રજસ્તમ ઇતિ ભવતઃ પ્રકૃતેર્ગુણાઃ ।
તેષુ હિ પ્રાકૃતાઃ પ્રોતા આબ્રહ્મસ્થાવરાદયઃ ॥ ૧૧ ॥

સત્ત્વ, રજસ્ અને તમસ્ એ આપની પ્રકૃતિના ગુણો છે, તેમાં અક્ષર બ્રહ્મસૂધીના સ્થાવરાદિ સર્વ પદાર્થો પરોવાયલા છે. ૧૧.

तुभ्यं नमस्तेऽस्त्वविषक्तदृष्टये
सर्वात्मने सर्वधियां च साक्षिणे ॥
गुणप्रवाहोऽयमविद्यया कृतः ।
प्रवर्तते देवनृतिर्यगात्मसु ॥ १२ ॥

તુભ્યમ્ નમસ્તેઽસ્ત્વવિષક્તદૃષ્ટયે ।
સર્વાત્મને સર્વધિયાઞ્ચ સાક્ષિણે ॥
ગુણપ્રવાહોઽયમવિદ્યયા કૃતઃ ।
પ્રવર્તતે દેવનૃતિર્યગાત્મસુ ॥ ૧૨ ॥

સર્વાત્મા, અનાસક્ત દૃષ્ટિવાળા, સર્વની બુદ્ધિયોના સાક્ષી, આપને પ્રણામ છે. દેવ, મનુષ્યો અને પશુપંખીઓમાં આ અવિદ્યાએ કરેલા ગુણોનો પ્રવાહ પ્રવર્તેછે. ૧૨.

अग्निर्मुखं तेऽवनिरङ्घ्रिरीक्षणम्
सूर्यो नभो नाभिरथो दिशः श्रुतिः ॥

द्यौः कं सुरेन्द्रास्तवं बाहवोऽर्णवाः
कुक्षिर्मरुत्प्राणबलं प्रकल्पितम् ॥ १३ ॥

અગ્નિર્મુખમ્ તેઽવનિરંઘ્રિરીક્ષણમ્ ।
સૂર્યો નભો નાભિરથો દિશઃ શ્રુતિઃ ॥
દ્યૌઃ કં સુરેન્દ્રાસ્તવ બાહવોઽર્ણવાઃ ।
કુક્ષિર્મરુત્પ્રાણબલમ્ પ્રકલ્પિતમ્ ॥ ૧૩ ॥

અગ્નિ આપનું મુખ, પૃથ્વી આપના પગ, સૂર્ય આપની આંખ, આકાશ આપની નાભિ, દિશાઓ આપના કાન, ગગન સ્વર્ગ દેવતાઓ હાથો, સમુદ્રો કુખ, વાયુ આપના પ્રાંણ છે. ૧૩

रोमाणि वृक्षौषधयः शिरोरुहा
मेघाः परस्यास्थिनखानतेऽद्रयः ॥
निमेषणं रात्र्यहनी प्रजापति-
र्मेढ्रस्तु वृष्टिस्तवं वीर्यमिष्यते ॥ १४ ॥

રોમાણિ વૃક્ષૌષધયઃ શિરોરુહા ।
મેઘાઃ પરસ્યાસ્થિનખાન તેઽદ્રયઃ ॥
નિમેષણમ્ રાત્ર્યહની પ્રજાપતિર્-
મેઢ્રસ્તુ વૃષ્ટિસ્તવ વીર્યમિષ્યતે ॥ ૧૪ ॥

વૃક્ષ તથા ઔષધિયો રૂંવાટાં, વાદળાં માથાના બાળ, પહાડ પર્વતોપર (આપ)નાં હાડકાં અને નખો, રાત્રદિવસ આંખના પળકારા, પ્રજાપતિ મેઢ્ર ( ઉપસ્થ ), અને વૃષ્ટિ આપનું વીર્ય છે. ૧૪

त्वय्यव्ययात्मन्पुरुषे प्रकल्पिता
लोकाः सपाला बहु जीवसङ्कुलाः ॥

यथा जले संजिहते जलौकसो-
ऽप्युदुम्बरे वा मशका मनोमये ॥ १५ ॥

ત્વય્યવ્યયાત્મન્પુરુષે પ્રકલ્પિતા
લોકાઃ સપાલા બહુ જીવસંકુલાઃ ॥
યથા જલે સંજિહતે જલૌકસો-
ઽપ્યુદુમ્બરે વા મશકા મનોમયે ॥ ૧૫ ॥

હે અવ્યયાત્મન્! મનોમય પુરુષ એવા આપને વિષે કલ્પાયલા લોકપાળો સહિત અસંખ્ય જીવોથી ભરેલા લોકો, જેવી રીતે જળમાં જળચરો રહેછે અથવા ઉંબરાના ફળ (ધુલર)માં મશકો વસે છે, તેવી રીતે સર્વે આપમાં રહેલાં છે. ૧૫

यानि यानीह रूपाणि क्रीडनार्थं बिभर्षि हि ।
तैरामृष्टशुचो लोका मुदा गायन्ति ते यशः ॥१६॥

યાનિ યાનીહ રૂપાણિ ક્રીડનાર્થમ્ બિભર્ષિ હિ ।
તૈરામૃષ્ટશુચો લોકા મુદા ગાયન્તિ તે યશઃ ॥ ૧૬ ॥

આ લોકમાં ક્રીડા ( લીલા ) માટે આપ જે જે રૂપો ધારો-છો, તેનાં શોકહર કીર્તનો લોકો આનંદથી ગાય છે. ૧૬

नमः कारणमत्स्याय प्रलयाब्धिचराय च ।
हयशीर्ष्णे नमस्तुभ्यं मधुकैटभमृत्यवे ॥ १७ ॥

નમઃ કારણમત્સ્યાય પ્રલયાબ્ધિ ચરાય ચ ।
હયશીર્ષ્ણે નમસ્તુભ્યમ્ મધુકૈટભમૃત્યવે ॥ ૧૭ ॥

પ્રલય કાળના મહાસાગરમાં ફરતા કારણરૂપી મચ્છાવતારને પ્રણામ. મધુકૈટભના મૃત્યુરૂપ હયગ્રીવને પ્રણામ. ૧૭

अकूपाराय बृहते नमो मन्दरधारिणे ।
क्षित्युद्धारविहाराय नमः सूकरमूर्तये ॥ १८ ॥

અકૂપારાય બૃહતે નમો મન્દરધારિણે ।
ક્ષિત્યુદ્ધારવિહારાય નમઃ સૂકરમૂર્તયે ॥ ૧૮ ॥

મોટા મંદરપર્વતને સમુદ્રમાં ધારણ કરનાર કૂર્માવતારને પ્રણામ. પૃથ્વીનો ઉદ્ધાર કરવાની લીલા કરતા વરાહરૂપ આપને પ્રણામ. ૧૮



नमस्तेऽद्भुतसिंहाय साधुलोकभयापह ।
वामनाय नमस्तुभ्यं क्रान्तत्रिभुवनाय च ॥ १९ ॥

નમસ્તેઽદ્ભુતસિંહાય સાધુલોકભયાપહ ।
વામનાય નમસ્તુભ્યં ક્રાન્તત્રિભુવનાય ચ ॥ ૧૯ ॥

હે (પ્રહ્લાદાદિ) સાધુલોકોના ભયને ટાળનારા, અદ્ભુત સિંહ (નરસિંહ) એવા આપને પ્રણામ. ત્રિલોકીને ત્રણ પગલામાં ભરી લેનારા વામનરૂપ આપને પ્રમાણ. ૧૯

नमो भृगूणां पतये दृप्तक्षत्रवनच्छिदे ।
नमस्ते रघुवर्याय रावणान्तकराय च ॥ २० ॥

નમો ભૃગુણામ્ પતયે દૃપ્તક્ષત્રવનચ્છિદે ।
નમસ્તે રઘુવર્યાય રાવણાન્તકરાય ચ ॥ ૨૦ ॥

ઉન્મત્ત ક્ષત્રિયો રૂપી વનને વાઢનાર ભૃગુકુળના સ્વામી (પરશુરામ) આપને પ્રણામ. રાવણને મારનાર રઘુવીર આપને પ્રણામ. ૨૦



नमस्ते वासुदेवाय नमः संकर्षणाय च ।
प्रद्युम्नायानिरुद्धाय सात्वतां पतये नमः ॥ २१ ॥

નમસ્તે વાસુદેવાય નમઃ સંકર્ષણાય ચ ।
પ્રદ્યુમ્નાયાનિરુદ્ધાય સાત્વતામ્ પતયે નમઃ ॥ ૨૧ ॥

વાસુદેવ! આપને પ્રણામ. સંકર્ષણ આપને પ્રણામ. સાત્વત કુળનાયક પ્રદ્યુમ્ન તથા અનિરુદ્ધરૂપ આપને પ્રણામ. ૨૧.

બુધ.



नमो बुद्धाय शुद्धाय दैत्यदानवमोहिने ।
म्लेच्छप्रायक्षत्रहन्त्रे नमस्ते कल्किरूपिणे ॥ २२ ॥

નમો બુદ્ધાય શુદ્ધાય દૈત્યદાનવમોહિને ।
મ્લેચ્છપ્રાયક્ષત્રહન્ત્રે નમસ્તે કલ્કિરૂપિણે ॥ ૨૨ ॥

દેવ અને દૈત્યોને મોહ કરનાર શુદ્ધ, બુદ્ધાવતારને પ્રણામ. મલેચ્છ જેવા બાદશાહોને હણનાર કલ્કિરૂપ આપને પ્રણામ. ૨૨

भगवन् जीवलोकोऽयं मोहितस्तव मायया ।
अहं ममेत्यसद्ग्राहो भ्राम्यते कर्मवर्त्मसु ॥ २३ ॥

ભગવન્જીવલોકોઽયમ્ મોહિતસ્તવ માયયા ।
અહમ્ મમેત્યસદ્ગ્રાહો ભ્રામ્યતે કર્મવર્ત્મસુ ॥ ૨૩ ॥

હે ભગવાન્! આપની માયાથી મોહિત "હું અને મારૂં" એ રીતે અસત્ બુદ્ધિવાળા જીવલોકો કર્મમાર્ગોમાં ભમેછે. ૨૩

अहं चात्मात्मजागारदारार्थस्वजनादिषु ।
भ्रमामि स्वप्नकल्पेषु मूढः सत्यधिया विभो ॥२४॥

અહમ્ ચાત્માત્મજાગાર દારાર્થસ્વજનાદિષુ ।
ભ્રમામિ સ્વપ્નકલ્પેષુ મૂઢઃ સત્યધિયા વિભો ॥ ૨૪ ॥

હે વિભો ! હું પણ સ્વપ્નનીપેઠે કલ્પિત અહંતા મમતામાં પોતાનાં પુત્ર, ઘર, સ્ત્રી, ધન અને સગાસહોદરને વિષે સત્ય બુદ્ધિ રાખીને મૂઢની પેઠે ભમું છું. ૨૪

अनित्यानात्मदुःखेषु विपर्ययमतिर्ह्यहम् ।
द्वन्द्वारामस्तमोविष्टो न जाने त्वात्मनः प्रियम् २५

અનિત્યાનાત્મદુઃખેષુ વિપર્યયમતિર્હ્યહમ્ ।
દ્વન્દ્વારામસ્તમોવિષ્ટો ન જાને ત્વાત્મનઃ પ્રિયમ્ ॥ ૨૫ ॥

તમોગુણથી ઘેરાયલો, અનિત્ય અને અનાત્મ દુઃખોને વિષે વિપરીત બુદ્ધિવાળો, દ્વૈતમાં આનંદ માનનારો, આત્માને પ્રિય એવા જે આપ તેને ઓળખતો નથી. ૨૫

यथाबुधो जलं हित्वा प्रतिच्छन्नं तदुद्भवैः ।
अभ्येति मृगतृष्णां वै तद्वत्त्वाहं पराङ्मुखः ॥ २६ ॥

યથા બુદ્ધો જલમ્ હિત્વા પ્રતિચ્છન્નમ્ તદુદ્ભવૈઃ ।
અભ્યૈતિ મૃગતૃષ્ણામ્ વૈ તદ્વત્ત્વાહમ્ પરાઙ્મુખઃ ॥ ૨૬ ॥

જેવી રીતે અજાણ્યો, લીલથી ઢંકાયલા ખરા જળને છોડીને મૃગતૃષ્ણા ( ઝાંઝવા )ના પાણીને પીવા ઈચ્છે છે, તેની પેઠે હું આપના સત્યસ્વરૂપથી પરાઙ્મુખ (બીજી બાજુએ જોનાર) છું. ૨૬

नोत्सहेऽहं कृपणधीः कामकर्महतं मनः ।
रोद्धुं प्रमाथिभिश्चाक्षैर्ह्रियमाणमितस्ततः ॥ २७ ॥

નોત્સહેઽહમ્ કૃપણધીઃ કામકર્મહતમ્ મનઃ ।
રોદ્ધુમ્ પ્રમાથિભિશ્ચાક્ષૈર્હ્રિયમાણમિતસ્તતઃ ॥ ૨૭ ॥

દીન બુદ્ધિવાળો હું; કામ્ય કર્મોથી હણાયલો, ઈંદ્રિયોરૂપી દૂતીઓથી આમતેમ ખેંચતા મનને રોધવાને પ્રયત્ન કરતો નથી. ૨૭.

सोहं तवाङ्घ्युपगतोऽस्म्यसतां दुरापम्
तच्चाप्यहं भवदनुग्रह ईश मन्ये ॥
पुंसो भवेद्यर्हि संसरणापवर्गः
त्वय्यब्जनाभ सदुपासनया मतिः स्यात् ॥ २८ ॥

સોહમ્ તવાઙ્‌ઘ્યુપગતોઽસ્મ્યસતામ્ દુરાપમ્ ।
તચ્ચાપ્યહમ્ ભવદનુગ્રહ ઈશ મન્યે ॥
પુંસો ભવેદ્યર્હિ સંસરણાપવર્ગઃ ।
ત્વય્યબ્જનાભ સદુપાસનયા મતિઃ સ્યાત્ ॥ ૨૮ ॥

હે ઈશ! એવો છતાં પણ, અસત્ પુરુષોને ન મળી શકે એવાં આપના ચરણમાં હું આવ્યો છું, તે પણ આપની કૃપાથીજ બન્યું એમ માનું છું. હે કમલનાભ! જ્યારે પુરુષ આપની કૃપાથી સંસાર (અહંતા મમતા)થી મુક્ત થાય છે ત્યારે, સત્પુરુષોના સંગથી, આપને વિષે તેની બુદ્ધિ જોડાય છે. ૨૮.

नमो विज्ञानमात्राय सर्वप्रत्ययहेतवे ।
पुरुषेशप्रधानाय ब्रह्मणेऽनन्तशक्तये ॥ २९ ॥

નમો વિજ્ઞાનમાત્રાય સર્વપ્રત્યયહેતવે ।
પુરુષેશપ્રધાનાય બ્રહ્મણેઽનન્તશક્તયે ॥ ૨૯ ॥

અનુભવમાત્ર, સર્વ અનુભવનું કારણ, પુરુષોમાં પ્રધાન અક્ષરબ્રહ્મ, પરબ્રહ્મ, અપાર સામર્થ્યવાળા આપને પ્રણામ. ૨૯

**नमस्ते वासुदेवाय सर्वभूतक्षयाय च ।**
**हृषीकेश नमस्तुभ्यं प्रपन्नं पाहि मां प्रभो ॥ ३० ॥**

નમસ્તે વાસુદેવાય સર્વ ભૂતક્ષયાય ચ ॥
હૃષીકેશ નમસ્તુભ્ય પ્રપન્નમ્ પાહિ મામ્ પ્રભો ॥ ૩૦ ॥

સર્વભૂતના ક્ષયરૂપ, વાસુદેવ ( સર્વભૂતોમાં વ્યાપક), આપને પ્રણામ. હે હૃષીકેશ! (ઇન્દ્રિયોના નિયામક!) આપને પ્રણામ. હે પ્રભો! શરણ આવેલા એવા મારો આપ ઉદ્ધાર કરો. ૩૦

ગીતિ.

શરણ રહ્યો જે ચરણે, ભવાબ્ધિ તરણે તમો નિરાકરણે;
નરવિજય ઉદય પામે, તે હરિકરુણા કરો સમોદ્ધરણે.

**इति अक्रूरस्तुतिः समाप्ता ॥**

(પંડિત શ્રી ગટ્ટૂલાલજી.)

ઇતિ અક્રૂરસ્તુતિ સમાપ્ત ॥



## ॥ અક્રૂરસ્તુતિઃ ॥

તમો એક અવિનાશી ઇશ, સર્વલોકકેરા જગદીશ ॥
ત્હારી નાભીથકો પ્રગટ્યો, કમલકોશ ઉત્તમ ઝળટ્યો ? ॥૧॥
ત્યાંથી બ્રહ્મા પ્રગટ થયા, સકલ લોક તેણે કલ્પ્યાં ॥
પૃથિવી પાણી પાવક વળી, પવન ગગન એ પાંચે મળી ॥૨॥
મહત્તત્વ ઇંડું ઉપજે, માયા મંને ઇંદ્રિય નીપજે ॥
તેના વિષય કહાવે જેહ, તુંથી સર્વે પ્રગટે તેહ ॥ ૩ ॥
તે કો ત્હારૂં રૂપ ન લહે, યદ્યપિ તે તુજ રૂપ રહે ॥
બ્રહ્મા બાંધ્યો માયાવડે, ગુણાતીત તેને નવ જડે ॥ ૪ ॥
મ્હોટા યોગી તુજને યજે, મહાપુરુષ ઈશ્વરને ભજે ॥
અધ્યાત્મ અને તું આધિભૂત, આધિદૈવત તું અદ્ભુત ॥ ૫ ॥
કર્મયોગ યોગી આચરે, તે પણ ત્હારી સેવા કરે ॥
ત્રણ વેદ વિદ્યામયી ત્રયી, તેણે યજતાં દીક્ષિત થઈ ॥ ૬ ॥
નાના યજ્ઞ કરીમેં યજે, તે પણ અન્તે તુજને ભજે ॥
ઇંદ્ર વરૂણ તે ત્હારાં રૂપ, તે પૂજે તું પૂજ્યો ભૂપ ॥ ૭ ॥
એક વળી ઉપશમ પાળતા, કર્મતણો ધંધો ટાળતા ॥
જ્ઞાની જ્ઞાનયજ્ઞસું યજે; જ્ઞાનસ્વરૂપી તુજને ભજે ॥ ૮ ॥
વૈષ્ણવ દીક્ષા લ્હેતા સંત, યજતા તુજને માનંત ॥
નારદ પંચરાત્ર તેં કહ્યો, વૈષ્ણવમારગ તેણે લહ્યો ॥ ૯ ॥
તુંમય થઈ તુજને યજે, ચતુર્વ્યૂહ તે તુજને ભજે ॥
અંતે નારાયણ તું એક, ભક્ત મનોરથ રૂપ અનેક ॥ ૧૦ ॥

શૈવ થઈ શિવને સેવતા, તેને પણ હરિ તું દેવતા ॥
શિવમાર્ગના ભેદ અપાર, બહુ આચાર્યે કીધ ઉચ્ચાર ॥૧૧॥
અનંતરૂપી તું ઈશાન, તેપણ તુંને ભજે ભગવાન ॥
સર્વોપાસક તુજને યજે, સર્વ દેવ ઋષિને ભજે ॥ ૧૨ ॥
જે બીજાં દૈવતમાં આસક્ત, તે પણ જોતા ત્હારા ભક્ત ॥
તે મન જાણે બીજો દેવ, ત્યાં તું અંતર્યામી એવ ॥ ૧૩ ॥
જ્યમ શૈલથી સરિતા ઊતરે, પર્જન્ય તેને પૂર્ણકરે ॥
તે સહુ સાગરમાં જ્યમ ભળે, ત્યમ સર્વ માર્ગ તુજને મળે ૧૪
તારી જે માયા કહેવાય, તેહથકી ત્રણે ગુણ થાય ॥
ત્રણે ગુણમાં ગુંથ્યા ઠગી, બ્રહ્મા આદિ સ્થાવર લગી ॥૧૫॥
બ્રહ્માદિક ગુણમાં લય થાય, તે ગુણ પ્રકૃતિમાંહે સમાય ॥
તે માયા તું મધ્યે રહે, માટે સહુમય તુજને કહે ॥ ૧૬ ॥
જેની બુદ્ધિ નવ લેપાય, એવા તુજને લાગું પાય ॥
સર્વાત્મને કરૂં પ્રણામ, બુદ્ધિતણા સાક્ષી છો રામ ॥ ૧૭ ॥
દેવ મનુષ્ય પશુના જીવ, તેને તો અભિમાન અતીવ ॥
અનહંકારી તું સર્વેશ, તુંમાં તેમાં એહ વિશેષ ॥ ૧૮ ॥
સર્વાત્મતા બોલી ભૂપ, હવે સ્તવે છે સગુણ સ્વરૂપ ॥
અગ્નિ ત્હારૂં મુખ કહેવાય, અવની ચરણ ચતુર્ભુજરાય ૧૯
સૂરજ ત્હારૂં લોચન સોય, ગગન નાભિને ઠામે હોય ॥
દશે દિશા ત્હારા છે કર્ણ, મસ્તક સ્વર્ગભુવન આ ચર્ણ ૨૦
ઇંદ્રાદિક સુર ત્હારા હાથ, સાગર કુક્ષિ તમારા નાથ ॥
વાતા વાયુ તમારો શ્વાસ, એહવો મુજને છે વિશ્વાસ ॥૨૧॥

વૃક્ષૌષધિ તુજ રોમ મહેશ, મેઘ તમારે મસ્તક કેશ ॥
અસ્થિ પૂર્વતરાજ અશેષ, રાત્રિ દિવસ મેષોન્મેષ ॥ ૨૨ ॥
પ્રજાપતિ મેઢ્રને ઠામ, વૃષ્ટિ ત્હારૂં વીરજ સ્વામ ॥
હે અવ્યય આતમ પ્રચંડ, તું મધ્યે ભમતાં બ્રહ્માંડ ॥ ૨૩ ॥
નાનાલોક રહે તું વિખે, તે કો કોને નવ ઓળખે ॥
બહુ બ્રહ્માંડ પ્રભુમાં સહી, લોકો કોને જાણે નહિ ॥ ૨૪ ॥
જ્યમ જલમાં નાના જીવ રહે, તે જ્યમ કો કોને નવ લહે ॥
સૂક્ષ્મ ઈંડાના ભંડાર, જલમાં રહે નવ જાણે પાર ॥ ૨૫ ॥
જ્યમ ઊંબરના ફલમાંના જશા, સર્વે એકજ ફલમાં વશ્યા ॥
ત્યમ બ્રહ્માંડ ઘણાં તું મધ્ય, કો કોની નવ જાણે શુધ્ય ॥૨૬॥
જે જે રૂપ ધરો છો રાજ, કોટિ ક્રીડા કરવા કાજ ॥
તે સાંભળતાં જાયે શોક, એ વિધ પાવન થાયે લોક ॥૨૭॥
કારણ મચ્છ તુંને પ્રણામ, પ્રલય સમુદ્ર છે જેને ઠામ ॥
હયગ્રીવ તુજને નમસ્કાર, મધુ કૈટભના મારણહાર ॥૨૮॥
કૂર્મરૂપ નમું મહારાજ, મંદર ગિરિધર સુરવર કાજ ॥
શુકરરૂપ નમું તમને હરિ, પાણિથી પૃથવી ઉદ્ધરી ॥ ૨૯ ॥
નમો નમો નરસિંહાકાર, ભક્તતણા ભયભંજનહાર ॥
વામન રૂપ તુંને હું નમૂં, ત્રણ ભુવન જેણે આક્રમ્યું ॥ ૩૦ ॥
પરશુરામ તુંને નમસ્કાર, ક્ષત્રીવન છેદન કુઠાર ॥
નમો નમો રઘુવંશી રામ, ટાળ્યો રાવણ રિપુનો ઠામ ॥૩૧॥
વાસુદેવને નમું સુધામ, સંકર્ષણને કરૂં પ્રણામ ॥
પ્રદ્યુમ્નને લાગુ પાય, નમો નમો હે અનિરૂદ્ધરાય ॥ ૩૨ ॥

સાત્વતપતિ તુજને નમસ્કાર, નમો નમો બુદ્ધ અવતાર;
દાનવ દૈત્ય પમાડ્યા મોહ, મ્લેંચ્છરૂપ ક્ષત્રિયનો દ્રોહ ૩૩
એવા કલ્કીને હું નમૂં, સકલરૂપ હરી પ્રણમું ॥
મોહ્યો તારી માયાવડે, જીવલોક આ અતિ ખડભડે ॥ ૩૪ ॥
હું મ્હારાં એ આગ્રહ કરે, કર્મમાર્ગમાં ભૂલા ફરે ॥
હું, પણ મનમાં માનું સાર, હૂં મ્હારા સુત મારી નાર ॥૩૫॥
ધેનસ્વપ્નને માનું સત્ય, એવી મ્હારી મૂરખ મત્ય ॥
સ્વપ્ન સરીખો એ સંસાર, તે મુજને નગમે લગાર ॥ ૩૬ ॥
કર્મતણાં ફલ જે અનિત્ય, તેને હૂં માનુંછઉં સત્ય ॥
દેહવિષે આત્મવિશ્વાસ, દુઃખરૂપ ગૃહમાં સુખવાસ ॥ ૩૭ ॥
એવી મ્હારી અવળી મતિ, વિષયાદિકમાં વ્યાપી રતિ ॥
સુખ દુઃખમાં ક્રીડા કરૂં, તમોતિમિરમાં ભૂલો ફરૂં ॥ ૩૮ ॥
માટે નવજાણ્યું નિજસાર, ન લહૂં તુજને નંદકુમાર ॥
જ્યમ સેવાળે જલ આવર્યું, મૂરખ પુરૂષે તે નવ ભર્યું ॥ ૩૯ ॥
મૃગતૃષ્ણા જલ લેવા ધાય, તેનો શ્રમ જ્યમ નિષ્ફલ થાય॥
ત્યમ માયાયેં ઢાકયાં તમો, તે માટે નવ જાણું હુમો ॥ ૪૦ ॥
વિષય પાશ લાગો મુજ બુદ્ધિ, તે કયમે નવ થાય શુદ્ધિ ॥
વિષયતણી આશાથી વણ્યું, કામ્ય કર્મે મન મ્હારૂં હણ્યું ॥૪૧
વિષય સહિત ઇંદ્રિય બલવાન્, તેણે મન તાણ્યું ભગવાન્ ॥
અરૂંપરૂં તાણે ત્યહિં જાય, તેમાટે નવ મન રોધાય ॥ ૪૨ ॥
તે હૂં તમારા પામ્યો પાગ, પ્રગટ્યું મહારૂં પહોટૂં ભાગ્ય ॥
જે તું દુર્જનનેં દુષ્પ્રાપ, તે તુજને હું પામ્યો આપ ॥ ૪૩ ॥
તોએ અનુગ્રહ કીધો તમેહ, એહવું માન્યું છઊં મન હમો ॥
જ્યારે જનનો આવે પાર, જાનારો થાયે સંસાર ॥ ૪૪ ॥

ત્યારે સજજન સંગમ થાય, હરિનાં જનમધ્યે મન ધાય ॥
સજજન મળતાં પાતક જાય, તુંમધ્યે મતિ નિશ્ચલ થાય ૪૫
નમે તુને વિજ્ઞાનાકાર, જ્ઞાન સર્વના કારણ સાર ॥
પુરૂષતણા જે વશ કરનાર, કાલ કર્મ સ્વભાવાકાર ॥ ૪૬ ॥
ત્હેના વશ કરનારા તમો, એહવા તમને પ્રણમું હમો ॥
અનંત શક્તિ સહિતને નમું, પરિપૂર્ણને હું પ્રણમું ॥ ૪૭ ॥
વાસુદેવને કરૂં પ્રણામ, સંકર્ષણને નમું શ્યામ ॥
હૃષીકેશ બન્નેનાં નામ, પ્રદ્યુમન અનિરૂદ્ધ પ્રણામ ॥ ૪૮ ॥
ચિત્ત અહંકારના એ પતિ, બુદ્ધિ ને મન ત્હેના રતિ ॥
ચતુર્વ્યૂહને કરૂં પ્રણામ, મુજને શરણે રાખો શ્યામ ॥ ૪૯ ॥
રત્ન કહે એ યત્ને કર્યો, ચાલીસમો અધ્યાય વિસ્તર્યો ॥
દશમ વિષે પુરૂષસ્તુતિ નામ, ત્રીસ શ્લોકે પૂરણ કામ ॥૫૦॥

---

॥ અક્રૂર ઉવાચ. રાગ ગોડી. ॥

( પ્રેમાનન્દકૃત દશમસ્કન્ધનું કડવું ૧૧૪ મું રાગ દેશાખની ચોપાઈ. )

શુક કહે સાંભળ પરીક્ષિત ભૂપ, અક્રૂરે દીઠું બ્રહ્મસ્વરૂપ;
જળ માંહે દીઠા જગતાત, શેષશાયી સુતા સાક્ષાત. ૧
અષ્ટ મહાસિદ્ધિ ઉભી છે દ્વાર, ચરણ તળાસે કમળા નાર;
શેષરૂપ છે રોહિણી તંન, તેને પૃષ્ઠે કીધું લંબાસંન. ૨
બ્રહ્માજી ઉભા છે એક પાસ, એક પાસે બેઠા પતિકૈલાસ;
વેદ સ્તવે છે બંદી સમાન, ઋષિ નારદ કરે સંગીત ગાન. ૩.
નવનિધિ દાસી સેવા કરે, પ્રભુ કોટિ ઈન્દુની આભા ધરે;
ભક્તિ મુક્તિ બેઉ ઉભી દાસ, એવા અક્રૂરે દીઠા અવિનાશ. ૪.

હરખે આંસુ લોચનથી ખરે, અક્રૂર સ્તવન કેશવનું કરે;
નમો જગતપતિ નમો નારાયણ, નમો આદિરૂપ નમો પારાયણ. ૫.
નમો નરકનિવારણ વિશ્વાધાર, નમો સાકાર નમો શૂન્યાકાર;
નમો માયાતીત ગુણાતીત રામ, નમો શાતા શાન્તિ વિશ્વવિશ્રામ.
નમો પ્રપંચપર પરમાવધિ, સંસારરોગ નામે ઔષધિ;
અવિગતિ મહાગતિ ગહનગતિ, સર્વેશ્વર પરમેશ્વર પ્રાણપતિ. ૭.
છે આદિ અંત મધ્યે સમાન, નહિ નામ ઠામ ગામ ભગવાન્;
અકળ મહાબળ નિર્મળ નામ, સર્વ ઘટવ્યાપક પૂરણ કામ. ૮.
નિષ્કર્મ બ્રહ્મ સદોદિત ધામ, છો ભક્તવત્સલ પૂરણ કામ;
તારી સત્તાએ ઉભો સંસાર, મોટા યોગીશ્વર નવ પામે પાર. ૯.
તું વિરાટ વામનરૂપ અરૂપ, તું સચ્ચિદાનંદ છે ચિદ્રૂપ;
થાકી સરસ્વતી થાકા વેદ, હું પામર કયમ કરી પામું ભેદ. ૧૦.
શાસ્ત્રપુરાણે કાંઈએક કહ્યું, કો મહાનુભાવથી લોકે લહ્યું;
તું સહસ્ત્રશીર્ષા રૂપ અકળ, વિકાસ્યું તારૂં નાભિકમળ. ૧૧.
તે કમળથી બ્રહ્મા ઊપનો, તે બ્રહ્મા અંશ બ્રહ્મરૂપનો;
બ્રહ્માએ તપ કીધું અત્યંત, તમો આજ્ઞા આપી શ્રીભગવંત. ૧૨.
સકળ સૃષ્ટિ બ્રહ્માએ કરી, માંહે સત્તા તેજ તમારૂં ધરી;
ચૌદ લોક ત્રણ બ્રહ્માંડ, સપ્ત દ્વીપ કીધા નવ ખંડ. ૧૩.
સાગર સરિતા શૈલ ને સર્પ, ચાતુર્વણ્ય પ્રજા મંવી નર્પ;
અંબર અવનિ અમર દાનવ, પતંગ પશુ પક્ષી માનવ. ૧૪.
શશક મશક કીટ જળચર, સઘળે તું વ્યાપ્યો પરમેશ્વર,
નામ બ્રહ્માનું પણ કર્ત્તા તું, વિરંચિ બાપડો સમજે શું? ૧૫.
બ્રહ્માંડ ત્રણ કો કહે એકવીસ, કો કોટિ બ્રહ્માંડ કહે છે જગદીશ;
તારે રોમ કૂપે બ્રહ્માંડ અનંત, એકેક બ્રહ્માંડે વસે બહુ જંત. ૧૬

જેમ ઉંબરનાં વૃક્ષને ફળ બહુ, તે ફળનાં જંતુનો પાર ન લહુ;
એકેક ફળમાં નવ નવ ખંડ, તે ફળને જીવ જાણે બ્રહ્માંડ. ૧૭.
ખંડ ખંડના જીવ ઓળખતા નથી, પ્રભુ તારી મોટી ગહનગતિ;
ધુલરના જીવ કરે છે વિચાર, છે આ બ્રહ્માંડ એમાં સંસાર. ૧૮.
અંતરસંધ્ય ઉપર જો ચડે, બીજા ખંડમાં તે જીવ ભૂલો પડે;
તે ફળમાં સ્વર્ગ મૃત્યુ પાતાળં, ઉત્પત્તિ સ્થિતિ લય તેમાં ભાળ. ૧૯.
તે ભૂલા ભમે ધુલરમાં પડ્યા, તે બ્રહ્મને શું જાણે જીવડા;
ભાગે ધુલર બાહેર નીસરે, પૃછે આ બ્રહ્માંડ અવલોકન કરે. ૨૦.
દેખે સૂરચંદ્ર પૃથ્વી આકાશ, ફળ બ્રહ્માંડ જવ પામ્યું નાશ;
પૃથ્વી ધુલરનો પ્રાણી હું, અક્રૂર કહે સ્વામી સમજું શું? ૨૧.
અનંત ધુલર ફળ અનંત, એકેકા ફળમાં કોટી જંત;
તેમ પૃથ્વીમાં હું પામર પ્રાણી, માયા બંધે બાંધ્યો છઉં તાણી. ૨૨.
શંખાસુર મહા ઉન્મત્ત થયો, તે વેદ ચારને ચોરી ગયો;
મુકાવવા વેદ લીધો અવતાર, તે મચ્છરૂપ તુંને નમસ્કાર. ૨૩.
સમુદ્રનું કરવા મન્થન, કમઠ રૂપ લીધું ભગવન્ત;
ચૌદ રત્ન સેં કહાડ્યા બહાર, તે કચ્છરૂપ તુંને નમસ્કાર. ૨૪.
હિરાણ્યાંક્ષે જવ અવનિ હરી, કીધી વહાર વરાહ દેહ ધરી;
હણ્યો અસુર કરી ગદા પ્રહાર, તે શૂકર રૂપ તુંને નમસ્કાર. ૨૫.
પ્રહ્લાદ બાંધ્યા સ્તંભસું તાણી, કીધો લોહવાસ કરુણા આણી;
હિરણ્યકશ્યપ ચીર્યો જગદાધાર, તે નૃસિંહરૂપ તુંને નમસ્કાર. ૨૬.
અશ્વમેધ કીધા બળિભૂપ, બાપ થયો તું બાળક રૂપ;
વિશ્વરૂપ ધરી વ્યાપ્યો સંસાર, તે વામનરૂપ તુંને નમસ્કાર. ૨૭.
બ્રહ્માને આપવા ઉપદેશ, ધર્મ પાળવા ટાળવા ક્લેશ;
પ્રતિબોધ્યા સનકાદિક ચાર, તે હંસરૂપ તુંને નમસ્કાર. ૨૮.

વેણુવપુ થકી અવતર્યા, તમો સુરભીરૂપે દોહી ધરા;
બાંધી નીતિ શીખવ્યો સંસાર, તે **પૃથુરૂપ** તુંને નમસ્કાર. ૨૯.
અત્રિવંશ ઉગ્યા અવિનાશ, અષ્ટાંગ યોગ પોષ્યો અવિનાશ;
પૂજાવી પાદુકા ધર્મવિસ્તાર, તે **દત્તાત્રેય** તુંને નમસ્કાર. ૩૦.
કર્દમ ગૃહે ઉદયા ભગવાન્, માતાને આપ્યું નિજજ્ઞાન;
દેવહૂતી કીધી બ્રહ્માકાર, તે **કપિલરૂપ** તુંને નમસ્કાર. ૩૧.
અસુર કુળને કરવા ક્લેશ, નિજ ભક્તને દેવા ઉપદેશ;
વીણામાં ગાયા વેદ ચાર, તે **નારદરૂપ** તુંને નમસ્કાર. ૩૨.
ક્ષમા શાંતિ અહિંસા નેમ, સમદર્શી સૌ પ્રાણી પ્રેમ;
ખટચક્રભેદ કીધો વિસ્તાર, તે **ઋષભદેવ** તુંને નમસ્કાર. ૩૩.
ગજરાજ જવ ગ્રાહે ગ્રહ્યો, માતંગ મૃત્યુ તુલ્ય તવ થયો;
તેની વહારે ધાયા વિશ્વાધાર, તે **હયગ્રીવરૂપ** તુંને નમસ્કાર. ૩૪.
શેષનાગને દેવા જ્ઞાન, બ્રહ્મચર્ય ધર્મ પાળ્યો ભગવાન્;
સાધ્યો યોગ પ્રણવ ઓંકાર, તે **સનકરૂપ** તુંને નમસ્કાર. ૩૫.
થયા ઉન્મત્ત ક્ષત્રીતંન, તેં હણ્યો રાજા સહસ્રાર્જુન;
નક્ષત્રી કિધી એકવીસ વાર, તે **પરશુરામ** તુંને નમસ્કાર. ૩૬.
વૈદ્યેશ્વર દેવતા વદે, રૂપ ચૌદ રત્નમાં કીધું ઉદે;
ઉપકાર કારણ ઔષધ ઉપચાર, તે **ધન્વંતરીરૂપ** તુંને નમસ્કાર૩૭
તેં અસુર સૈન્ય સકળ વાર્યું, અમૃત દેવને પ્રીતે પાયું;
તેં નારી થઈ મોહ્યો સંસાર, તે **મોહિનીરૂપ** તુંને નમસ્કાર. ૩૮.
કૌશલ્યાગર્ભરત્ન **રઘુવીર**, શલ્યા તારી બાંધ્યું સાયરનીર;
રાવણકુળ કીધો સંહાર, તે **રામચંદ્ર** તુંને નમસ્કાર. ૩૯.
તેં ધર્મ કૃત્ય કીધું નિર્માણ, કર્યાં શાસ્ત્ર અઢાર પુરાણ;
પરાશરનંદન પરમ ઉદાર, તેં **વ્યાસરૂપ** તુંને નમસ્કાર. ૪૦.

તાપસરૂપ ધર્યું જગદીશ, તપ કીધું વર્ષ સહસ્ર છત્રીશ;
ઉર્વશીને આપ્યો અવતાર, તે નારાયણ તુંને નમસ્કાર. ૪૧.
તું હળધર તું અર્જુન રૂપ, ગોપવેશ તું બ્રહ્મસ્વરૂપ;
બુદ્ધ કલ્કી આગે અવતાર, શ્રીકૃષ્ણ બ્રહ્મ તુંને નમસ્કાર ૪૨.
તું અપરાધી કૃતારથ થયો, પાપઓઘ તુજ દર્શને દહ્યો;
જશોદાનંદન જગદાધાર, જય ગોકુળનાથ તુંને નમસ્કાર. ૪૩.
હું પરમેશ્વર સર્વેશ્વર હરિ, ચરાંચર વિશ્વ રહ્યો વિસ્તરી;
દુષ્ટ હણવા તું લે છે અવતાર, વસુદેવપુત્ર તુંને નમસ્કાર. ૪૪.
હરખઆંસુ અક્રૂરને ઝરે, હું દાસ દાસ વાણી ઓચ્ચરે;
તેં હણવા કંસ ધર્યો અવતાર, જય ગોકુળનાથ તુંને નમસ્કાર. ૪૫.
એવી સ્તુતિ અક્રુરની સુણી, કૃપા કરી કહે ત્રિભુવન ધણી;
સાધુ ભક્ત કાંઈ માંગ વરદાન, અક્રૂર કહે ચરણે રાખો ભગવાન.
સદૈવ સેવા કરૂં તુજતણી, કરો કલ્યાણ કંસને હણી;
સફળ હશે માગ્યું વરદાન, શેષશાયીરૂપ થયું અંતર્ધાન. ૪૭.
તે ઈન્દ્રજાળની પેરે થયું, સ્વપ્ન સરખું આવી ગયું;
અક્રૂર નીસર્યો જળથી બહાર, રથપર દીઠા દેવ મુરાર. ૪૮.
શત જન્મનું પાતક બળે, અક્રૂરસ્તુતિ કરે સાંભળે;
શુકજી કહે સાંભળીએ રાય, પૂર્ણ થયો ચાળીસમો અધ્યાય. ૪૯.
વક્તા કવિતા શ્રીગોવિન્દ, નિમિત્ત માત્ર છે પ્રેમાનન્દ;
છે કાલાવાલા હરિગુણગ્રામ, શ્રોતાજન કહો સીતારામ. ૫૦.

ઈતિશ્રી ભાગવતે મહાપુરાણે દશમસ્કંધે મહાપુરૂષસ્તવો નામ ચત્વારિંશોઽધ્યાયઃ ॥ ૪૦ ॥

# ચર્પટપંજરિકાસ્તોત્રમ્[1]

## चर्पटपंजरिकास्तोत्रम् ।

**भज गोविन्दं भज गोविन्दं भज गोविन्दं मूढमते ।
प्राप्ते सन्निहिते मरणे नहि नहि रक्षति डुकृञ् करणे ॥१॥**

ભજ ગોવિન્દં ભજ ગોવિન્દં ભજ ગોવિન્દં મૂઢમતે ।
પ્રાપ્તે સન્નિહિતે મરણે નહિ નહિ રક્ષતિ ડુકૃઞ્ કરણે ॥૧॥*

હે મૂઢબુદ્ધિવાળા! ગોવિન્દને ભજ, ગોવિન્દને ભજ, ગોવિન્દને ભજ. સન્મુખ મોત (કાળ) આવીને ઉભશે, તે વખતે "ડુકૃઞકરણે" (એ વ્યાકરણનું સૂત્ર) તારૂં રક્ષણ નહિ કરે. ૧.

**दिनमपि रजनी सायं प्रातः शिशिरवसंतौ पुनरायातः ।
कालः क्रीडति गच्छत्यायुस्तदपि न मुञ्चत्याशावायुः ॥२॥**

દિનમપિ રજની સાયં પ્રાતઃ શિશિરવસંતૌ પુનરાયાતઃ ।
કાલઃ ક્રીડતિ ગચ્છત્યાયુસ્તદપિ ન મુઞ્ચત્યાશાવાયુઃ ॥૨॥

દિવસ પછી રાત પડે છે, રાત પછી દહાડો ઉગે છે; સાંઝ સવાર, શિશિર વસંત ઋતુઓ, એક પછી એક વારંવાર આવજા કરે છે આવી રીતે કાલક્રીડા કરે છે અને આયુષ્ય ચાલ્યું જાય છે, તોપણ આશાનો વાયુ તને છોડતો નથી. ૨.

---

૧ 'ચર્પટ' એટલે ખુલ્લું અને 'પંજરિકા' એટલે પાંજરૂં. અર્થાત આ સંસારમાં જીવ દેહરૂપી પાંજરામાં કેદ પકડાયો છે, તેમાંથી મુક્ત થવા, "શ્રીગોવિન્દને ભજ" એવો બોધરૂપી દરવાજો શ્રીશંકરાચાર્યજીએ ખુલ્લો કર્યો છે.

*આ પહેલો શ્લોક ધ્રુવપદ તરીકે દરેક શ્લોકની સમાપ્તિમાં બોલાયછે.

अग्रे वह्निः पृष्ठे भानू रात्रौ चुबुकसमर्पितजानुः ।
करतलभिक्षा तरुतलवासस्तदपि न मुञ्चत्याशापाशः ३॥

અગ્રે વહ્નિઃ પૃષ્ઠે ભાનૂ રાત્રૌ ચુબુકસમર્પિતજાનુઃ ।
કરતલભિક્ષાતરુતલવાસસ્તદપિ ન મુંચત્યાશાપાશઃ॥૩॥

આગળ અગ્નિ બળે છે, પાછળ તડકો પડે છે. રાત્રે દાઢી બંધ કરી તથા ઢીંચણ પેટમાં ઘોસીને સૂઈ રહેવું પડે છે. ભીખ માંગવા માટે હાથ શિવાય બીજું પાત્ર પણ મળતું નથી, અને ઝાડની નીચે સૂઇ રહેવું પડે છે, તોપણ આશાનો પાશ (બંધ) છોડતો નથી. ૩.

यावद्वित्तोपार्जनसक्तस्तावन्निजपरिवारो रक्तः ।
पश्चाद्धावति जर्जरदेहे वार्तां पृच्छति कोपि न गेहे ॥४॥

યાવદ્વિત્તોપાર્જનસક્તસ્તાવન્નિજપરિવારો રક્તઃ ।
પશ્ચાદ્ધાવતિ જર્જરદેહે વાર્તાં પૃચ્છતિ કોપિ ન ગેહે ॥૪॥

જ્યાંસૂધી ધન કમાવાની શક્તિ હોય, ત્યાંસૂધી પોતાનો પરિવાર આપણાપર પ્રેમ રાખે છે, પરંતુ જ્યારે દેહ જર્જર થાય (ધન કમાવાની તાકાદ ન રહે) ત્યારે ઘરમાં કોઇ વાર્તા પણ પૂછતું નથી. ૪.

जटिलो मुण्डी लुञ्चितकेशः काषायाम्बरबहुकृतवेषः ।
पश्यन्नपि च न पश्यति मूढ उदरनिमित्तं बहुकृतवेषः ५

જટિલો મુણ્ડી લુઞ્ચિતકેશઃ કાષાયામ્બરબહુકૃતવેષઃ ।
પશ્યન્નપિ ચ ન પશ્યતિ મૂઢ ઉદરનિમિત્તં બહુકૃતવેષઃ॥૫॥

માથે મોટી જટા વધારનાર, અથવા માથાના સઘળા વાળો ઉતરાવી મુણ્ડન કરાવનાર, ભગવાં વસ્ત્રથી અનેક પ્રકારનો વેશ ધરનાર અને પેટ ભરવા માટે બહુરૂપી બનતો, લોકને દેખતાં છતાં પણ દેખતો નથી. ૫.

**भगवद्गीता किञ्चिदधीता गङ्गाजललवकणिका पीता।**
**येनाकारि मुरारेरर्चा तस्य यमः किं कुरुते चर्चा ॥ ६ ॥**

ભગવદ્ગીતા કિઞ્ચિદધીતા ગઙ્ગાજલલવકણિકા પીતા।
યેનાકારિ મુરારેરર્ચા તસ્ય યમઃ કિં કુરુતે ચર્ચા ॥ ૬ ॥

જેણે ભગવદ્ગીતાનું થોડું પણ[1] અધ્યયન કર્યું, જેણે ગંગાજળનું થોડું પણ પાન કર્યું, જેણે મુરારિ (શ્રીકૃષ્ણ પરમાત્મા) ની સેવા કરી, તેની ચર્ચા શું યમરાજા કરી શકે છે? અર્થાત્ યમ તેનું નામ પણ લઈ શકતા નથી. ૬.

**अङ्गं गलितं पलितं मुण्डं दशनविहीनं जातं तुण्डम्।**
**वृद्धो याति गृहीत्वा दण्डं तदपि न मुञ्चत्याशापिण्डम् ७**

અંગં ગલિતં પલિતં મુણ્ડં દશનવિહીનં જાતં તુણ્ડમ્।
વૃદ્ધો યાતિ ગૃહીત્વા દણ્ડં તદપિ ન મુઞ્ચત્યાશાપિણ્ડમ્ ॥૭॥

ગાત્રો ગળી ગયાં, માથાના વાળો ધોળા થયા, મોંમાંથી દાંત પડી ગયા, ઘડપણ આવવાથી હાથમાં લાકડી પકડીને ચાલવું પડે છે, તોપણ આશાનો પિંડો છેડો છોડતો નથી. ૭.

---

૧ ભક્તિયોગ એવો છે કે તે થોડો પણ કરતાં મોટા ભયથી બચાવ કરે છે.

बालस्तावत्क्रीडासक्तस्तरुणस्तावत्तरुणीरक्तः ।
वृद्धस्तावच्चिन्तामग्नः परे ब्रह्मणि कोऽपि न लग्नः ॥८॥

બાલસ્તાવત્ક્રીડાસક્તસ્તરુણસ્તાવત્તરુણીરક્તઃ ।
વૃદ્ધસ્તાવચ્ચિન્તામગ્નઃ પરેબ્રહ્મણિ કોઽપિ ન લગ્નઃ ॥ ૮ ॥

જ્યાંસૂધી બાળપણ હોય ત્યાંસૂધી રમત ગમતમાં પ્રેમ રાખે છે. જુવાન હોય ત્યાંસૂધી યુવતીમાં આસક્ત રહે છે. ઘડપણ હોય ત્યાંસૂધી ફિકરમાં રહે છે, પરંતુ કોઈપણ પરબ્રહ્મ (ભગવાન્)-માં મનને લગાડતાં નથી. ૮.

पुनरपि जननं पुनरपि मरणम्
पुनरपि जननीजठरे शयनम् ।
इह संसारे खलु दुस्तारे
कृपयाऽपारे पाहि मुरारे ॥ ९ ॥

પુનરપિ જનનં પુનરપિ મરણં પુનરપિ જનની જઠરે શયનમ્।
ઇહ સંસારે ખલુ દુસ્તારે કૃપયાઽપારે પાહિ મુરારે ॥ ૯ ॥

વારંવાર જન્મવું, વારંવાર મરવું, વારંવાર માતાની જઠરમાં શયન કરવું પડે છે, એવા આ મહાદુઃખથી તરી શકાય એવા મુશ્કેલ સંસાર (અહંતા મમતાના બંધન) માં હે અપાર કરુણાળુ મુરારે ! મારો ઉદ્ધાર કરો. ૯.

पुनरपि रजनी पुनरपि दिवसः
पुनरपि पक्षः पुनरपि मासः ।
पुनरप्ययनं पुनरपि वर्षं
तदपि न मुञ्चत्याशामर्षम् ॥ १० ॥

પુનરપિ રજની પુનરપિ દિવસઃ પુનરપિ પક્ષઃ પુનરપિ માસઃ।
પુનરપ્યયનં પુનરપિ વર્ષં તદપિ ન મુઞ્ચત્યાશામર્ષમ્ ॥૧૦॥

ફરીફરીને રાત પડે છે, ફરી ફરી દિવસ ઊગે છે, ફરી ફરી શુક્લ કૃષ્ણપક્ષ આવે છે, ફરી ફરી ચૈત્રાદિ માસ આવે છે, ફરી ફરી ઉત્તરાયણ દક્ષિણાયન થાય છે, ફરી ફરી નવાં વર્ષ આવે છે, તો પણ આશા છેડો છોડતી નથી. ૧૦.

वयसि गते कः कामविकारः शुष्के नीरे कः कासारः।
नष्टे द्रव्ये कः परिवारो ज्ञाते तत्त्वे कः संसारः ॥ ११॥

વયસિ ગતે કઃ કામવિકારઃ શુષ્કે નીરે કઃ કાસારઃ।
નષ્ટે દ્રવ્યે કઃ પરિવારો જ્ઞાતે તત્ત્વે કઃ સંસારઃ ॥ ૧૧ ॥

વય વીતી જતાં પછી કામવિકાર કેવો? પાણી સૂકાઇ જતાં પછી તળાવ કેવું? પૈસો ઘટી જવા પછી કુટુમ્બપરિવાર કેવો? તેમજ તત્ત્વજ્ઞાન થયા પછી સંસાર (અહંમમભાવ) કેવો. ૧૧.

नारीस्तनभरनाभिनिवेशं मिथ्यामायामोहावेशम्।
एतन्मांसवसादिविकारं मनसि विचारय वारंवारम्॥१२॥

નારીસ્તનભરનાભિનિવેશં મિથ્યામાયામોહાવેશમ્।
એતન્માંસવસાદિવિકારં મનસિ વિચારય વારંવારમ્ ૧૨

"નારીના સ્તનનો ભરાવ તથા નાભિની રચના કે જે જોતાં માયા તથા મોહનો આવેશ થાય છે, તે માંસ, ચરબી, હાડકાં વગેરેનો વિકાર છે, એમ વારંવાર વિચાર કર. ૧૨.

कस्त्वं कोऽहं कुत आयातः का मे जननी को मे तातः।
इति परिभावय सर्वमसारं विश्वं त्यक्त्वा स्वप्नविचारम्१३

કસ્ત્વં કોઽહં કુત આયાતઃ કા મે જનની કો મે તાતઃ ।
ઇતિ પરિભાવય સર્વમસારં વિશ્વં ત્યક્ત્વા સ્વપ્નવિચારમ્ ૧૩

તું કોણ? હું કોણ? ક્યાંથી આવ્યો? મારી માતા કોણ? મારો પિતા કોણ? એનો પરિપૂર્ણ વિચાર કરી, સ્વપ્નવિચાર સરખા અસાર સંસાર (અહંતા મમતા)ને સંપૂર્ણ છોડી દે. ૧૩.

गेयं गीतानामसहस्रं ध्येयं श्रीपतिरूपमजस्रम् ।
नेयं सज्जनसंगे चित्तं देयं दीनजनाय च वित्तम् ॥१४॥

ગેયં ગીતાનામસહસ્રં ધ્યેયં શ્રીપતિરૂપમજસ્રમ્ ।
નેયં સજ્જનસંગે ચિત્તં દેયં દીનજનાય ચ વિત્તમ્ ॥ ૧૪ ॥

શ્રીમદ્ભગવદ્ગીતા, તથા વિષ્ણુસહસ્રનામનું ગાન કરવું, નિરન્તર લક્ષ્મીપતિ નારાયણનું ધ્યાન ધરવું, સજ્જનની સંગતમાં ચિત્ત લગાડવું, અને પાસે પૈસો હોય તો તે દીન જનોને આપવો. ૧૪

यावज्जीवो निवसति देहे कुशलं तावत्पृच्छति गेहे ।
गतवति वायौ देहापाये भार्या बिभ्यति तस्मिन्काये ॥१५

યાવજ્જીવો નિવસતિ દેહે કુશલં તાવત્પૃચ્છતિ ગેહે ।
ગતવતિ વાયૌ દેહાપાયે ભાર્યા બિભ્યતિ તસ્મિન્કાયે ॥૧૫॥

જ્યાંસૂધી દેહમાં જીવ રહેછે, ત્યાં સૂધી ઘરમાં ક્ષેમ કુશલ પૂછે છે. પ્રાણવાયુ નીકળી જતાં દેર પડેછે, તો તે શબ જોઇને સ્ત્રી પણ ડરેછે. ૧૫

सुखतः क्रियते रामाभोगः पश्चाद्धंत शरीरे रोगः ।
यद्यपि लोके मरणं शरणं तदपि न मुञ्चति पापाचरणम् १६

સુખતઃ ક્રિયતે રામાભોગઃ પશ્ચાદ્ધંત શરીરે રોગઃ ।
યદ્યપિ લોકે મરણં શરણં તદપિ ન મુઞ્ચતિ પાપાચરણમ્ ॥૧૬

સુખથી સ્ત્રીસંભોગ કરેછે, પછી શરીરમાં અંતે રોગ લાગેછે. જોકે આલોકમાં મરણને તાબે થવાની તૈયારી થઇ છે, તોપણ પાપાચરણ છોડતો નથી. ૧૬

रथ्याचर्पटविरचितकंथः पुण्यापुण्यविवर्जितपंथः ।
नाहं न त्वं नायं लोकस्तदपि किमर्थं क्रियते शोकः १७

રથ્યાચર્પટવિરચિતકંથઃ પુણ્યાપુણ્યવિવર્જિતપંથઃ ।
નાહં ન ત્વં નાયં લોકસ્તદપિ કિમર્થં ક્રિયતે શોકઃ ॥ ૧૭ ॥

ચઉટામાંથી ચીથરાં ભેગાં કરી તેની ગોદડી બનાવનાર તથા પુણ્ય પાપનો માર્ગ છોડી દેનાર, તું નથી, હું નથી અને આ લોક પણ નથી, ત્યારે શામાટે શોક કરે છે? ૧૭.

का ते कान्ता कस्ते पुत्रः संसारोऽयमतीव विचित्रः ।
कस्य त्वं कः कुत आयातस्तत्त्वं चिन्तय मनसि भ्रातः१८

કા તે કાન્તા કસ્તે પુત્રઃ સંસારોઽયમતીવ વિચિત્રઃ ।
કસ્ય ત્વં કઃ કુત આયાતસ્તત્ત્વં ચિન્તય મનસિ ભ્રાતઃ ૧૮

તારી કાન્તા કોણ? તારો પુત્ર કોણ? આ સંસાર અત્યંત વિચિત્ર છે. તું કોનો છે? અને ક્યાંથી આવ્યો છે? હે ભાઈ! તે તત્ત્વનું તું ચિંતવન કર. ૧૮.

कुरुते गंगासागरगमनं व्रतपरिपालनमथवा दानम् ।
ज्ञानविहीने सर्वमनेन मुक्तिर्न भवति जन्मशतेन ॥१९

કુરુતે ગંગાસાગરગમનં વ્રતપરિપાલનમથવા દાનમ્ ।
જ્ઞાનવિહીને સર્વમનેન મુક્તિર્ન ભવતિ જન્મશતેન ॥ ૧૯ ॥

ગંગાસાગરમાં ગમન કરવાથી, વ્રત ( નિયમો ) નું પરિપાલન કરવાથી, અથવા ( દેશ, કાળ, પાત્રના વિચાર વગર ) દાન દેવાથી અથવા એ સર્વે કરવાથી પણ સો જન્મે જ્ઞાન વિના ( જીવની ) મુક્તિ થતી નથી. ૧૯.

सुरतटिनीतरुमूलनिवासः ।
शय्याभूतलमाजिनं वासः ॥
सर्वपरिग्रहभोगत्यागः ।
कस्य सुखं न करोति विरागः ॥ २० ॥

સુરતટિનીતરુમૂલનિવાસઃ ।
શય્યાભૂતલમજિનં વાસઃ ॥
સર્વપરિગ્રહભોગત્યાગઃ ।
કસ્ય સુખં ન કરોતિ વિરાગઃ ॥ ૨૦ ॥

ગંગાનદીના કાંઠાના તરૂના મૂળ (તળેટી) એજ નિવાસસ્થાન, ભોંય એજ પથારી, મૃગચર્મ એ વસ્ત્ર, સર્વ પરિગ્રહ (દાન લેવું તે) નો અને ભોગનો ત્યાગ, તથા વૈરાગ્ય એ કોને સુખ કરતાં નથી. અર્થાત્ સર્વને સુખ કરે છે. ૨૦.

इति श्रीमच्छङ्कराचार्यविरचितं चर्पटपंजरिकास्तोत्रं सम्पूर्णम् ॥

ઇતિ શ્રીમચ્છંકરાચાર્યવિરચિતં ચર્પટપંજરિકાસ્તોત્રં સમ્પૂર્ણમ્ ॥

# શ્રીવિષ્ણુસ્તવનમ્.



मूकं करोति वाचालं पङ्गुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वन्दे परमानन्दमाधवम् ॥ १ ॥

મૂકં કરોતિ વાચાલં પઙ્ગું લંઘયતે ગિરિમ્ ।
યત્કૃપા તમહં વંદે પરમાનન્દમાધવમ્ ॥ ૧ ॥

ઉલ્લંઘે ગિરિ પાંગળો, મુંગો ગાયે છંદ;
જે કરુણાથી તે નમું, માધવ પરમાનન્દ. ૧.

यं ब्रह्मा वरुणेन्द्ररुद्रमरुतः स्तुन्वन्ति दिव्यैः स्तवै
र्वेदैः सांगपदक्रमोपनिषदैर्गायन्ति यं सामगाः ।
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यन्ति यं योगिनो
यस्यान्तं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥२॥

( શાર્દૂલ. )

યં બ્રહ્મા વરુણેન્દ્રરુદ્રમરુતઃ સ્તુન્વન્તિ દિવ્યૈઃ સ્તવૈ-
ર્વેદૈઃ સાંગપદક્રમોપનિષદૈર્ગાયન્તિ યં સામગાઃ ।
ધ્યાનાવસ્થિતતદ્ગતેન મનસા પશ્યન્તિ યં યોગિનો
યસ્યાન્તં ન વિદુઃ સુરાસુરગણા દેવાય તસ્મૈ નમઃ ॥૨॥

જે બ્રહ્મા વરુણેન્દ્ર વાયુ શિવજી, ગાયે સુદિવ્યસ્તવે,
વેદો સાંગપદો ક્રમોપનિષદો, જે સામગો સૌ કવે;
ધ્યાનાવસ્થિત ચિત્ત જે ગતિ જુવે, જે યોગિયો આ ભવે,
જેનો અંત સુરાસુરો ન સમજે, તે દેવ વન્દું હવે. ૨.
(સુબોધિની ગીતા.)

शान्ताकारं भुजगशयनं पद्मनाभं सुरेशम् ।
विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभाङ्गम् ॥
लक्ष्मीकान्तं कमलनयनं योगिभिर्ध्यानगम्यम् ।
वन्दे विष्णुं भवभयहरं सर्वलोकैकनाथम् ॥ ३ ॥

શાન્તાકારં ભુજગંશયનં પદ્મનાભં સુરેશમ્ ।
વિશ્વાધારં ગગનસદૃશં મેઘવર્ણં શુભાઙ્ગમ્ ॥
લક્ષ્મીકાન્તં કમલનયનં યોગિભિર્ધ્યાનગમ્યમ્ ।
વન્દે વિષ્ણું ભવભયહરં સર્વલોકૈકનાથમ્ ॥ ૩ ॥

શાન્તમૂર્તિ, શેષશાયી, કમળનાભ, દેવતાઓના ઈશ્વર, બ્રહ્માંડનો આશ્રય, આકાશ સમાન ઘનશ્યામ, સુશોભિત અંગવાળા, શ્રીનાથ, કમલનેન, યોગિઓને પણ ધ્યાનથી જણાય એવા, સંસારનો ભય હરનાર, સર્વ લોકના એકજ સ્વામી (નિયામક) એવા શ્રીવિષ્ણુને હું વન્દન કરૂંછું. ૩.

अच्युतं केशवं रामनारायणं
कृष्णदामोदरं वासुदेवं हरिम् ।
श्रीधरं माधवं गोपिकावल्लभं
जानकीनायकं रामचन्द्रं भजे ॥ ४ ॥

અચ્યુતં કેશવં રામનારાયણં કૃષ્ણદામોદરં વાસુદેવં હરિમ્ ।
શ્રીધરં માધવં ગોપિકાવલ્લભં જાનકીનાયકં રામચન્દ્રં ભજે ૪

અક્ષય, બ્રહ્મા અને શિવજીને આનંદ દેનાર, રામાવતારી નારાયણ, કૃષ્ણાવતારી દામોદર, વાસુદેવ, હરિ (સર્વ ક્લેશ હર્ત્તા) શ્રીધર ( સંપત્તિનું ધારણ કરનાર ), માધવ ( લક્ષ્મીપતિ ) ગોપિકાના વહાલા, જાનકીના નાથ શ્રીરામચંદ્રને હું ભજું છું. ૪.

नमोस्त्वनन्ताय सहस्रमूर्तये सहस्रपादाक्षिशिरोरुबाहवे
सहस्रनाम्नेपुरुषाय शाश्वते । सहस्रकोटीयुगधारिणे नमः

નમોસ્ત્વનન્તાયસહસ્રમૂર્તયે ન સહસ્રપાદાક્ષિશિરોરુબાહવે ॥
સહસ્રનામ્નેપુરુષાય શાશ્વતે ॥ સહસ્રકોટીયુગધારિણે નમઃ॥૫॥

હજારો મૂર્તિ ( આકૃતિ )વાળા, હજારો ચરણો, હજારો મસ્તકો, હજારો ઊરુઓ, હજારો બાહુઓવાળા અનંત ( જેનો પાર પમાય નહિ એવા )ને પ્રણામ. હજારો નામવાળા, હજારો યુગને ધારણ કરનારા સનાતન પરાત્પર પુરુષને પ્રણામ ૫.

## શ્રીવિષ્ણોઃ ષોડશનામસ્તોત્રમ્.

औषधे चिन्तयेद्विष्णुं भोजने च जनार्दनम् ।
शयने पद्मनाभं च विवाहे च प्रजापतिम् ॥ १ ॥
युद्धे चक्रधरं देवं प्रवासे च त्रिविक्रमम् ।
नारायणं तनुत्यागे श्रीधरं प्रियसंगमे ॥ २ ॥
दुःस्वप्ने स्मर गोविन्दं संकटे मधुसूदनम् ।
कानने नारसिंहं च पावके जलशायिनम् ॥ ३ ॥
जलमध्ये वराहं च पर्वते रघुनन्दनम् ।
गमने वामनं चैव सर्वकार्येषु माधवम् ॥ ४ ॥

षोडशैतानि नामानि प्रातरुत्थाय यः पठेत् ।
सर्वपापविनिर्मुक्तो विष्णुलोके महीयते ॥ ५ ॥

ઔષધે ચિન્તયેદ્વિષ્ણું ભોજને ચ જનાર્દનમ્ ।
શયને પદ્મનાભં ચ વિવાહે ચ પ્રજાપતિમ્ ॥ ૧ ॥
યુદ્ધે ચક્રધરં દેવં પ્રવાસે ચ ત્રિવિક્રમમ્ ।
નારાયણં તનુત્યાગે શ્રીધરં પ્રિયસંગમે ॥ ૨ ॥
દુઃસ્વપ્ને સ્મર ગોવિન્દં સંકટે મધુસૂદનમ્ ।
કાનને નારસિંહં ચ પાવકે જલશાયિનમ્ ॥ ૩ ॥
જલમધ્યે વરાહં ચ પર્વતે રઘુનન્દનમ્ ।
ગમને વામનં ચૈવ સર્વકાર્યેષુ માધવમ્ ॥ ૪ ॥
ષોડશૈતાનિ નામાનિ પ્રાતરુત્થાય યઃ પઠેત્ ।
સર્વપાપવિનિર્મુક્તો વિષ્ણુલોકે મહીયતે ॥ ૫ ॥

શ્રી વિષ્ણુનાં સોળનામોનો ઉપયોગ.

ઔષધ પીતાં વિષ્ણુનું, ખાતી વખતે જનાર્દનનું, સૂતિ વખતે પદ્મનાભનું, વિવાહમાં પ્રજાપતિનું, રણસંગ્રામમાં સુદર્શન ચક્રધારી શ્રીકૃષ્ણ પરમાત્માનું, મુસાફરીમાં ત્રિવિક્રમનું, મરણ સમયે નારાયણનું, પ્રિયના સંગમાં શ્રીધરનું, ખરાબ સ્વપ્ને સમયે ગોવિન્દનું, સંકટમાં મધુસૂદનનું, વનમાં નરસિંહનું, અગ્નિમાં ક્ષીરશાયીનું, જલમાં વરાહનું, પર્વતપર રામચન્દ્રનું, યાત્રામાં વામનનું, અને સર્વકામમાં 'માધવ' (શ્રીલક્ષ્મીનારાયણ) નું ચિન્તવન કરવું.

આ સોળ નામો જે સવારે ઊઠતી વખતે ભણેછે તે સર્વ પાપથી મુક્ત થઈ, વિષ્ણુલોક (વૈકુંઠ)ને પામે છે. ૫.

# શ્રીસૂર્યસ્તવનમ્.



नमः सवित्रे जगदेकचक्षुषे ।
जगत्प्रसूतिस्थितिनाशहेतवे ॥
त्रयीमयाय त्रिगुणात्मधारिणे ।
विरञ्चिनारायणशङ्करात्मने ॥ १ ॥

નમઃ સવિત્રે જગદેકચક્ષુષે ।
જગત્પ્રસૂતિસ્થિતિનાશહેતવે ॥
ત્રયીમયાય ત્રિગુણાત્મધારિણે ।
વિરઞ્ચિનારાયણશઙ્કરાત્મને ॥ ૧ ॥

જગતના એક જ ચક્ષુરૂપ ! જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશના કારણરૂપ ! બ્રહ્મા, વિષ્ણુ અને શંકરસ્વરૂપ, ત્રણ ગુણને ધારણ કરનારા ત્રણ ( જ્ઞાન, કર્મ અને ઉપાસના ) મય શ્રીસવિતા ( સૂર્યનારાયણ ) ને પ્રણામ. ૧.

एहि सूर्य सहस्रांशो तेजोराशे जगत्पते ।
अनुकम्पय मां भक्त्या गृहाणार्घ्यं नमोस्तु ते ॥ २ ॥

એહિ સૂર્ય સહસ્રાંશો તેજોરાશે જગત્પતે ।
અનુકમ્પય માં ભક્ત્યા ગૃહાણાર્ઘ્યં નમોસ્તુ તે ॥ ૨ ॥

હે વિષ્ણુસ્વરૂપ સૂર્ય ! હજારો કિરણવાળા, તેજના સમૂહરૂપ, જગતના પતિ ! આપ કૃપા કરી મારા અર્ઘ્યનું ગ્રહણ કરો. હું આપને નમસ્કાર કરૂં છું. ૨.

नमोस्तु सूर्याय नमोस्तु भानवे ।
नमोस्तु वैश्वानर जातवेदसे ॥
ममैतदर्घ्यं प्रतिगृह्ण देव ।
देवाधिदेवाय नमो नमस्ते ॥ ३ ॥

નમોસ્તુ સૂર્યાય નમોસ્તુ ભાનવે ।
નમોસ્તુ વૈશ્વાનર જાતવેદસે ॥
મમૈતદર્ઘ્યં પ્રતિગૃહ્ણ દેવ ।
દેવાધિદેવાય નમો નમસ્તે ॥ ૩ ॥

સૂર્યને નમસ્કાર, ભાનુને પ્રણામ, વૈશ્વાનર અને જાતવેદને વંદન. હે દેવ ! આ મારા અર્ઘ્યનો સ્વીકાર કરો. દેવના દેવ એવા આપને મારા નમ્રતાપૂર્વક પ્રણામ. ૩.

ध्येयः सदा सवितृमण्डलमध्यवर्ती ।
नारायणः सरसिजासनसन्निविष्टः ॥

केयूरवान्मकरकुण्डलवान् किरीटी।
हारी हिरण्मयवपुर्धृतशङ्खचक्रः ॥ ४ ॥

ધ્યેયઃ સદા સવિતૃમણ્ડલમધ્યવર્તી।
નારાયણઃ સરસિજાસનસન્નિવિષ્ટઃ ॥
કેયૂરવાન્મકરકુણ્ડલવાન્ કિરીટી।
હારી હિરણ્મયવપુર્ધૃત શંખચક્રઃ ॥ ૪ ॥

સૂર્યના મંડળની વચ્ચે રહેનાર, કમળાસન ઉપર બેઠેલા, બાહુપર બાજુબંધ, કાનમાં મકરાકૃતિ કુંડળ, મસ્તકપર મુકુટ-ધારી, કંઠમાં હાર ધરેલા, હાથમાં શંખ અને ચક્રધારી, સુવર્ણમય શરીરવાળા, ભગવાન્ નારાયણ નિરંતર ધ્યાન કરવા યોગ્ય છે. ૪.

---

ગોસ્વામિ શ્રી ૬ ગોકુલનાથજીકે વચનામૃત

वज्रके पूर्णिमान्तमासानुसार यात्रा उपरहे ॥ तीज तेरस एक । पून्योपंचमी एक । चोदस अमावस त-जनी ॥ शुक्लपक्ष कृष्णपक्ष एक जानिये ॥ भरनी, (विष्टि), दिसासूर कछू न गिनिये ॥ विश्वास रास कार्य करनो ॥ मनोऽर्थ सिद्ध होय ॥

---

# श्रीगोकुलनाथजीको वचनामृत ॥

| पौष | माघ | फाल्गुन | चैत्र | वैशाख | ज्येष्ठ | आषाढ | श्रावण | भाद्रपद | आश्विन | कार्तिक | मार्गशीर्ष | फलादेश ॥ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| १ | २ | ३ | ४ | ५ | ६ | ७ | ८ | ९ | १० | ११ | १२ | बहोत सुख होय॥ मनोरथ सिद्ध होय ॥ |
| २ | ३ | ४ | ५ | ६ | ७ | ८ | ९ | १० | ११ | १२ | १ | महाभारत देखे॥ असुभ होय॥ जीव जाय॥ |
| ३ | ४ | ५ | ६ | ७ | ८ | ९ | १० | ११ | १२ | १ | २ | अर्थ पूर्ण होय।। मनोकामना सिद्ध होय॥ |
| ४ | ५ | ६ | ७ | ८ | ९ | १० | ११ | १२ | १ | २ | ३ | असुभ होय। क्लेश होय। विनास होय॥ |
| ५ | ६ | ७ | ८ | ९ | १० | ११ | १२ | १ | २ | ३ | ४ | वस्तु लाभ होय। मित्र मिले विघ्न मिटे॥ |
| ६ | ७ | ८ | ९ | १० | ११ | १२ | १ | २ | ३ | ४ | ५ | महा चिन्ता होय कदाचित घर आवे ॥ |
| ७ | ८ | ९ | १० | ११ | १२ | १ | २ | ३ | ४ | ५ | ६ | सौभाग्य पावे। रत्नसहित घर आवे ॥ |
| ८ | ९ | १० | ११ | १२ | १ | २ | ३ | ४ | ५ | ६ | ७ | चलवो न होय। असुभ होय। जीव जाय॥ |
| ९ | १० | ११ | १२ | १ | २ | ३ | ४ | ५ | ६ | ७ | ८ | अर्थ पूर्ण होय। मनोकामना सिद्ध होय॥ |
| १० | ११ | १२ | १ | २ | ३ | ४ | ५ | ६ | ७ | ८ | ९ | सौभाग्य पावे॥ कुशलसों घर आवे॥ |
| ११ | १२ | १ | २ | ३ | ४ | ५ | ६ | ७ | ८ | ९ | १० | क्लेश उपजे॥ महाभारत देखे॥ |
| १२ | १ | २ | ३ | ४ | ५ | ६ | ७ | ८ | ९ | १० | ११ | पंथसिद्ध होय।मित्र मिले बहुत धनलाभ होय। |

# શ્રીવિઠ્ઠલસ્તવનમ્.



समचरणसरोजं सान्द्रनीलाम्बुदाभम् ।
जघननिहितपाणिं मंडनं मंडनानाम् ॥
तरुणतुलसिमालाकंधरं कंजनेत्रम् ।
सदयधवलहासं विठ्ठलं चिन्तयामि ॥ १ ॥

સમચરણસરોજં સાન્દ્રનીલામ્બુદાભમ્ ।
જઘનનિહિતપાણિં મંડનં મંડનાનામ્ ॥
તરુણતુલસિમાલાકંધરં કંજનેત્રમ્ ।
સદયધવલહાસં વિઠ્ઠલં ચિન્તયામિ ॥ ૧ ॥

સમાન ચરણારવિંદવાળા, ભરપૂર મેઘ જેવા શ્યામ, ઘૂંટણ સૂધી લાંબા બાહુવાળા, આભૂષણોને પણ શોભાવનાર, તાજા તુલસીની લાંબીમાળા ધરનાર, કમળનેત્ર, દયાળુ, શ્વેત હસમુખા, શ્રીવિઠ્ઠલનું હું ચિન્તવન કરૂં છું.

महायोगपीठे तटे भीमरथ्यां
वरं पुंडरीकाय दातुं मुनीन्द्रैः ।
समागत्य तिष्ठन्तमानन्दकन्दं
परब्रह्मलिंगं भजे पाण्डुरंगम् ॥ २ ॥

મહાયોગપીઠે તટે ભીમરથ્યાં વરં પુંડરીકાય દાતું મુનીન્દ્રૈઃ ।
સમાગત્યતિષ્ઠન્તમાંનદકન્દં પરબ્રહ્મલિંગં ભજે પાડુરંગમ્ ॥૨॥

મોટામોટા યોગીના નિવાસ સ્થળ એવા ભીમરથી નદીને કીનારે, પુંડરીકને મુનીન્દ્રોએ વર આપવાથી આવીને ઊભા રહ્યા છે, એવા જે આનંદકંદ, પરબ્રહ્મસ્વરૂપ પાંડુરંગને હું ભજું છું.

## દ્વાદશજ્યોતિર્લિંગાનિ.



सौराष्ट्रे सोमनाथं च श्रीशैले मल्लिकार्जुनम् ।
उज्जयिन्यां महाकालमोंकारममलेश्वरम् ॥ १ ॥

परल्यां वैजनाथं च डाकिन्यां भीमशंकरम् ।
सेतुबन्धे तु रामेशं नागेशं दारुकावने ॥ २ ॥
वाराणस्यां तु विश्वेशं त्र्यम्बकं गौतमीतटे ।
हिमालये तु केदारं घुसृणेशं शिवालये ॥ ३ ॥
एतानि ज्योतिर्लिंगानि सायं प्रातः पठेन्नरः ।
सप्तजन्मकृतं पापं स्मरणेन विनश्यति ॥ ४ ॥

સૌરાષ્ટ્રે સોમનાથં ચ શ્રીશૈલે મલ્લિકાર્જુનમ્ ।
ઉજ્જયિન્યાં મહાકાલમોંકારમમલેશ્વરમ્ ॥ ૧ ॥
પરલ્યાં વૈજનાથં ચ ડાકિન્યાં ભીમશંકરમ્ ।
સેતુબન્ધે તુ રામેશં નાગેશં દારુકાવને ॥ ૨ ॥
વારાણસ્યાં તુ વિશ્વેશં ત્ર્યમ્બકં ગૌતમીતટે ।
હિમાલયે તુ કેદારં ઘુસૃણેશં શિવાલયે ॥ ૩ ॥
એતાનિ જ્યોતિર્લિંગાનિ સાયં પ્રાતઃ પઠેન્નરઃ ।
સપ્તજન્મકૃતં પાપં સ્મરણેન વિનશ્યતિ ॥ ૪ ॥

સોરઠ ( પ્રભાસ )માં **સોમનાથ**, શ્રીશૈલમાં **મલ્લિકાર્જુન**, ઉજ્જૈનમાં **મહાકાલેશ્વર**, અમલેશ્વરમાં (કાવેરી તથા નર્મદાના સંગમ સ્થળે ) **ઓંકારેશ્વર**, પરલીમાં **વૈજનાથ**, ડાકિનીમાં **ભીમશંકર**, સેતુબન્ધમાં **રામેશ્વર**, દારૂકવનમાં **નાગનાથ**, બનારસ ( કાશી ) માં **વિશ્વનાથ**, ગૌતમીને કિનારે (નાશકમાં) **ત્ર્યમ્બકેશ્વર**, હિમાલયમાં **કેદારનાથ**, ઈલાપુરમાં **ઘુસૃણેશ્વર** એ બાર શ્રીમહાદેવજીનાં જ્યોતિર્લિંગ છે, તેનું સવારસાંઝ સ્મરણ કરવાથી સાત જન્મમાં કરેલાં પાપોનો નાશ થાય છે.

# ગંગાસ્તવનમ્.



शैलेन्द्रादवतारिणी निजजले मज्जज्जनोत्तारिणी ।
पारावारविहारिणी भवभयश्रेणीसमुत्सारिणी ॥
शेषांगैरनुकारिणी हरशिरोवल्लीदलाकारिणी ।
काशीप्रान्तविहारिणी विजयते गंगा मनोहारिणी ॥१॥

શૈલેન્દ્રાદવતારિણી નિજજલે મજ્જજ્જનોત્તારિણી ।
પારાવારવિહારિણી ભવભયશ્રેણીસમુત્સારિણી ॥
શેષાંગૈરનુકારિણી હરશિરોવલ્લીદલાકારિણી ।
કાશીપ્રાન્તવિહારિણી વિજયતે ગંગા મનોહારિણી ॥ ૧ ॥

પર્વતરાજથી પ્રકટેલી, પોતાના જળમાં નાહતા જનોનો ઉદ્ધાર કરનારી, સમુદ્રમાં વિહાર કરનારી, સંસારના ભયની જે નિસરણી તેને ઉપાડી દૂર કરનારી, શેષનાં અંગે ઘરેણાં ધરનાર, શ્રી શિવજી સમાન તથા જાણે મહાદેવજીના માથામાં વેલીના પત્રના આકારની, કાશીપ્રાન્તમાં ફરનારી, મનોહર ગંગાનો વિજય થાઓ છે.

गांगवारि मनोहारि मुरारिचरणच्युतम् ।
त्रिपुरारिशिरश्चारि पापहारि पुनातु माम् ॥ २ ॥

ગાંગવારિ મનોહારિ મુરારિચરણચ્યુતમ્ ।
ત્રિપુરારિશિરશ્ચારિ પાપહારિ પુનાતુ મામ્ ॥ ૨ ॥

શ્રી ગંગાજળ મનોહર છે. શ્રી વિષ્ણુના ચરણમાંથી નીકળેલું છે. શ્રી શંકરના મસ્તક ઉપર બિરાજનાર તથા પાપને હરનાર છે. તે મને પવિત્ર કરો. ૨.

नमस्तुभ्यं गंगे चलतरतरंगे तटलसद्
विहंगे त्वां किं किं सदयहृदयां वर्णय इह ।
जगन्मातर्या त्वं सकृदुपगता लोचनपथम्
महातापान्पापानपि नयसि नाकेश नगरीम् ॥३॥

નમસ્તુભ્યં ગંગે ચલતરતરંગે તટલસદ્
વિહંગે ત્વાં કિં કિં સદયહૃદયાં વર્ણય ઇહ ।
જગન્માતર્યા ત્વં સકૃદુપગતા લોચનપથમ્
મહાતાપાન્પાપાનપિ નયસિ નાકેશનગરીમ્ ॥ ૩ ॥

હે વેગવાળાતરંગવાળાં અને જેનો કિનારો પંખીઓથી શોભે છે એવાં ગંગાજી ! હું આપને વંદન કરૂંછું. હે જગન્માતા ! આપનાં એકવાર દર્શન થાય તો પણ મોટા તપાવાળા પાપીઓને, આ લોકમાંથી સ્વર્ગલોકમાં લઈ જાઓ, એવાં આપ દયાળુ અંતઃકરણવાળાં છો. ૩.

## वारनां चोघडियां ॥ यथार्थ १॥। घटी ॥

### दिवसनां चोघडियां ॥

| रवि | सोम | मंगल | बुध | गुरु | शुक्र | शनि |
|---|---|---|---|---|---|---|
| उद्वेग | अमृत | रोग | लाभ | शुभ | चल | काल |
| चल | काल | उद्वेग | अमृत | रोग | लाभ | शुभ |
| लाभ | शुभ | चल | काल | उद्वेग | अमृत | रोग |
| अमृत | रोग | लाभ | शुभ | चल | काल | उद्वेग |
| काल | उद्वेग | अमृत | रोग | लाभ | शुभ | चल |
| शुभ | चल | काल | उद्वेग | अमृत | रोग | लाभ |
| रोग | लाभ | शुभ | चल | काल | उद्वेग | अमृत |
| उद्वेग | अमृत | रोग | लाभ | शुभ | चल | काल |

### रात्रिनां चोघडियां ॥

| रवि | सोम | मंगल | बुध | गुरु | शुक्र | शनि |
|---|---|---|---|---|---|---|
| शुभ | चल | काल | उद्वेग | अमृत | रोग | लाभ |
| अमृत | रोग | लाभ | शुभ | चल | काल | उद्वेग |
| चल | काल | उद्वेग | अमृत | रोग | लाभ | शुभ |
| रोग | लाभ | शुभ | चल | काल | उद्वेग | अमृत |
| काल | उद्वेग | अमृत | रोग | लाभ | शुभ | चल |
| लाभ | शुभ | चल | काल | उद्वेग | अमृत | रोग |
| उद्वेग | अमृत | रोग | लाभ | शुभ | चल | काल |
| शुभ | चल | काल | उद्वेग | अमृत | रोग | लाभ |

## અનુક્રમણિકા. પૃષ્ઠ.

